# કમબખત-કોણ?

એક અતી આનક્ય પારસી સંસારી કથા—



રચનાર—જાહાંગીર બેહરામજી મરઝબાન.



આ પુસ્તક જામે જમશેદ ઇલેક્ટ્રીક પ્રીન્ટીંગ
વર્કસમાં રચનારને માટે મેસર્સ જાં. બે.
મરઝબાનની કું૦ એ ઉપલાજ
પ્રેસમા છાપી પ્રગટ કર્યું છે.

સને ૧૯૨૪.

# મેહેરબાની કરી વાંચો.

પાઆ કહું-કીસ્સે કહું

સદા ઇંતેજારી મેરી!

વળી મુછમાં મારી મશ્કરી કરશો નાજી–નમો વાજબીની રાહે મન સાથ વમાસશો કે આજે પોણોશો વરસના ડોસાને વળી પાછો શું ભુત ભરાયો કે આપણને પીંજણ પાટલો વાંચવાની ફરજ પાડે છે. પણ આએ કમતરીન સેવકની મુઝવણનો જરા ખ્યાલ કરો. ચોવીસ કલાકના ૧૪ કલાક તો ઉંઘ કાહાડીને જેમ તેમ કરી જીવ મારયો પણ સાંજનાં સુર્ય તલુ થવા માડવા પછી આઠ વાગતા સુધી એકેક મીનીટ એક કલાક જેટલી લાગી, ઉંઘ ને કેટલી આવે ગાડીના વાંધાં, ગુરણના 'ઇસકોર' ઢીલા પડી ગયલા, આંખે ઉજાગરાંના સાસાં, કાનમાં સીસોલીઆ બોલે અને અનેક કુટુંબી બીનાઓનો જીવ ઉપર પડી ગયલો એવી હાલતમાં હતો એવામાં એક પુરાણો કદરદાન મીત્ર આવી લાગ્યો. મારા બરડા પર હાથ મેલી તેણે ધસેરો કીધો કે "ઉઠ, આમ આસમાન ગમ જોયા કીધાથી માથાંથી ખસી જશે. બીજું કાંઈ સુજતું નહીં હોય તો તારી ઘસાઈ ગયલી કલમને શું ધોઈ પીશ. કંઈ વરી તારાં ભેજામાંથી કાહાડની."
• ખરૂં કહયું. તેનું પરીણામ જે છે તે તમારી આગળ ધરૂ છું.

*        *        *        *

જાં. બે. મ.

# અર્પણ કોણને કરૂં?

ખાંડા કોઇ સાંપનીઓ કરજે સારવાર.
પ પાળજે ઝેરીલા 'નાગબી પલવાર.
પણ નાસજે દુર મળતાં કોઇ નિમકહરામ.
ખુદ ખુદાબી બેજાર જોઇ નિમકહરામ.

---

પાળેલા કુતરાથી પગ જો કરડાય.
તો એકવાર તો તેનેબી માફી બક્ષાય.
પણ હયફ તારાં કામપર એઇ નિમકહરામ.
યા ખોદા-સબસે બુરા નિમકહરામ.

---

કોલેરા મરકી યા મરડો જહ્લદ.
જાતજાતના પરખાયાંછ જગમા દરદ.
પણ એક દરદ કોઇથી નહીં પારખી શકાય.
જડતો નહીં તેનો હયાં એકબી ઉપાય!
દરદોનું દરદ એક નિમકહરામ.
બલાથી ભરપુર એક નિમકહરામ.

---

# સમજો!

## એક સોનાના મુળની શીખામણ.

## સ્વર્ગવાશી કવી નરસીંહ મેહતા.

તને આ નાચીઝ લખનાર તરફથી સો સો પ્રણામ તારા શબ્દો જાણે મારા કનમાં ભણભણ કરી રહયા છે માટે આ મારી નાહાની કથા તારા અમર્ગ સ્લોકોથી શરૂ કરૂં છું. ભાઇઓ અને બેહેનો, બેટા અને બેટીઓ, વહુઓ અને વેહવાઇઓ, એક વેળા એવી પણ આવશે કે તમો આ લીટીઓના દરેક શબ્દો તમને તમારી નફકરી જીંદગીની યાદ આપશે.

ઘડપણ કેણે મોકલ્યું રે
શું જુવાની રેહ સદા કાળ?

* * *

ઉમર તો ડુંગર થયા રે
બાળકો છુટયાં હમેંશ
આંખો તો અંધકાર થઇ રે
ઉજળા થયા છે કેશ

* * *

નોતું જોઇતું શીદ આવ્યું રે
કોણે જોઇતી તારી વાટ
ઘરમાનો છુટ્યાં થયાં રે
કેહેજે ઘરડાની ખુને નાખો ખાટ

* *

૪

આંખે તો સુજે નહીં રે
થર થર ધ્રુજે છે પાય
ખાધું અન્ન તો પચે ક્યાંથી
વળી ખાલી બેઠાં કેમ જીવાય

* * *

પરોઢીઆંમા પ્રાણ માગ રે
પ્રીતી વના અકળાય
ઘરના બબડે છે મરતો નથી રે
એને પડી રહેતાં શું થાય

* * *

દીકરા તો પારકા થયા રે
વહુઓ નગુણી દે છે ગાળ
દીકરીઓ તો જમાઇની થઇ રે
હવે ઘડપણના શા હાલ હવાલ

* * *

એવું નફટ છે વૃધ પણું રે
મુકી દયો સહુ અહંકાર
ચતુર હોય તો ચેતી લ્યો
છેવટે તમારો એ એજ સંસાર.

* * *

# શેવટના શબ્દો.

આ નીચલી લીટીઓ મારી નથી પણ એક મીત્રે ઘણા વર્ષોની વાત પર લખી મોકળી હતી--ખરૂં છે કે ખોટું તે ઘડપણ આવે ત્યારે સમજવાનુ તમારૂં કામ છે.

નાટક ફાટક કલબમાં ચાલ
વાડી વીહીસ્કીનો સુકાળ
લાગ્યું ત્યારે સેહેલું પાર
મોહોરદારની ત્યારે શી દરકાર

* * *

કપડાં જ્યાં વેર હોય ભરપૂર
સોય દોરાની શાની જરૂર
પૈસાની છુટ ભારો ભાર
ત્યારે ઘરની સ્ત્રીની શું દરકાર

* * *

પણ ફીગડાં લાગે બા જેવાર
બટન તુટે બે શુમાર
ત્યારે આવે અક્કલ પાર
વહુ બેટી વન સુહુનો સંસાર

* *

દોસ્તોની ખુબી ન્યારી છે
ભાણેજ ભત્રીજી પ્યારી છે
જ્યાં સુધી જો સહુ તૈયાર
બીજાં કોઈની કોણને દરકાર

* * *

પણ ભાઇઓ જ્યારે અલગા થાય
બેટા બેટી પરણી જાય
દીલ ત્યારે ગમગીન અપાર
બીજા મોહોરદારથી દુખી યાર

* * *

જર જોમન સુધી તો ઠીક
પણ ઉમર પાકે પડશો 'સીક'
આંખે ઝાંખ ને હાલ હેવાલ
ત્યારે બેટી વહુ વન કેમ નીકાળ

* * *

ઘરડા ખખ થઇ જાશો જેમ
દુકતીઓ ત્યારે આવશે કેમ
બુઢા ડોસાનું શુ ભરીએ અચાર
એમ બરપડશે નગુણી નાર

* * *

ત્યારે સમજો શયાના જન
લાયક નાર ને ખરાં લગણ
તેજ સંસારનું સુખ છે અપાર
બાકી સહુ કોઇ મતલબના યાર.

(કેમ ખરૂં કેની?)

* * * * *



# પ્રસ્તાવના.

હમે ઉદીમાં હતાં ત્યારે એક દિવસ ટપાલ આવ્યો, જેમાં વર્ષોથી ઓળખાતા આવેલા લગાર ઝીણા હરફોવાલું એક ગોલાબી કવર મળ્યું અને હમારા "ગુરૂજી" બુજર્ગ જહાંગીર મરઝબાનજી સાહેબને તેમની આ "ચેલી" ને યાદ કરવાનો શું સબબ મળ્યો હશે તે ઉપર અજબ થતાં મેં હિન્દુ ભાઇઓ કહે તેમ "કાગળ ફોડયો," તો શું મારી અજાએબી; પોતાના ૩૩ માં પુસ્તક માટે મારી અદના કલમથી foreword લખાએ એવી ખાહેશ રજુ કરવામાં આવેલી. આ તો "બાપસે બેટા બડા" જેવી સરકસી કરવા જેવુ થાએ. મેં વિનંતી પુર્વક હમારા ગુરૂજીને લખ્યું કે કોઈ વધારે લાયક આસામીને આ કામ સોપવું, પણ એમની એકવારની હા તે હાજ.

ત્યાર બાદ આપણા આ અડંગ લેખક સાહેબ ઘણી ચીંતાતુર માંદગીમાં સપડાયા, પણ દાદાર અહુરમઝદએ સફળ કર્યું અને છત્રીસ દિવસે તંનદરૂસ્તી સાથે ઉઠી ઉભા થયા કે મારી ગરીબડી કલમને એઓએ પાછી યાદ કરી.

મારાં બાળપણથી મેં ગપસપ વંચાતાં સાંભળ્યાં હતાં. હમારાં માતાજી, મોટેથી "અકકલના સમુદર" વાંચે અને હમારૂં સુખી ન્હાનું કુટુંબ કુંડાલું વળીને બેસીને સાંભળે અને બમન બાવાથી હમો પુસ્કળ ગમત પામીને હસ્યે. તે વખતની હમારી આ પખવાડીક મોજનો મીઠાસ આજે પણ મગજમાં તાજો છે. તે વખતે—હું પાંત્રીસ વર્ષની વાત કરૂં છું—મી૦ જહાંગીર મરઝબાન, ગપસપના એકલા

માલેક અને અધીપતિ હતા અને આલુ વાર્તાઓ એમનીજ ઝલકતી, હાસ્યજનક, લંબાણ વગરની ટુંકી, દોડતી ધામતી, ગમત આપતી કલમથી લખ્ખાતી હતી. તે વખતે એવણ પારસી ડીકન્સને નામે ઓળખાતા હતા; પણ જયારે ત્રીસેક વર્ષ ઉપર પેલો પોતાની ખટક બોલીથી બહુ વખણાએલો, "વીટી" અને "હયુમરસ" બન્ને ગુણોમાં પંકાએલો માર્ક ટવેન હિન્દુસ્થાન આવ્યો અને તેના ભાષણો સાંભળવા માટે ઇંગ્રેજ પારસીઓએ મોટે ભાગે તુટાતુટ કરી મેળી, ત્યારે વાંચક વર્ગને લાગ્યું હશે કે શેઠ જહાંગીર મરઝબાનને માર્ક ટવેનની ઉપમાં વધારે બંધ બેસ્તી હતી.

જે પ્રમાણે માર્ક ટવેન પોણે ભાગે આપણને ખીલ ખીલ હસાવે છે અને પા ભાગે ખરી અસરથી કલવાઇને રડાવે છે, તેવીજ અસર મરઝબાનજીના લખ્ખાણથી થાએ છે. એવો મને બચપણથી અનુભવ છે. આગલાં ગપસપના ચાર પેહલાં પાનાઓ જયારે ટહુકા ટુચકાથી ધુમ હસાવે, ત્યારે એમની "તલિસમ," "ભુલ ભુલામણી" "ઓ મારી બેન" એ મારા છોકરવણ ગાલો ઉપરથી મોતીની સેર માફક ટીપાંઓ ઉતરાવ્યાં છે અને મને બરાબર યાદ છે કે મારાં મોટાં બેનો તે જોવા નહી પામે તેટલા ખાતર ગપસપ વાંચવા હું એટલા પાછળીના કમપાઉંડના ચુનાના સોફા ઉપર જઈ બેસ્તી!

લેખક વર્ગમાં શેઠ જહાંગીર મરઝબાન એક Standard Author દાખલ સીધ્ધ થઈ ચુકા છે. એમની કલમમાં લખ્ખાણ બાજીનો ટચકો તદન કુદરતી છે. તે માટે બે મત છેજ નહી. એમની તારીફ કરવી એ નક્કર સોના ઉપર ઢોલ મઢાવા સમાન છે. આ સીત્તોતેરની ઉમરે વટીક

એઓએ પોતાની પ્યારી કલમનું પૂંજન છોડયું નથી, કે સરસ્વતી માતાના પૂન્ય પ્રતાપે એઓ શેઠ માનવંતા ધનવંતા જશવંતા થવા પામ્યા છે.

હવે આ પુસ્તક ઉપર કાંઇક બોલીશ.

એમની મરઝબાન સીરીઝ મુજબની છપામણી બંધામણીથી ચોપડી શોભી રહેશે એમ લાગે છે. આ વાર્તા તમામ પોતાનાં જોએલાં જાણેલાં વસેલાં સ્થલો ધરાવે છે. વેલાતની સ્ટીમરની સફર, સિમલાના રમણ્ય પહાડી બાગ બગીચા, કેશમીરનો જીન્નતી સરોવર વગેરે પોતે જે મુસાફરીમાં જોએલું અને અનુભવેલું છે તે માહે સમાવ્યું છે એટલે વધારે રસીલું લાગે છે. ન જોએલી જગ્યાઓ ભાષાંતરથી વર્ણવવી તેના કરતાં નજરે દીઠેલાં સ્થલો ઉપર લખવાનું વધારે વીસતારીને જીવતાં જાગતાં ચીત્રો માફક થઇ શકે છે. વળી જેમ વધારે બોહળો મવાસ તેમ શીઉરે શેહેરના સુંદર મુકાબલા કરી શકાએ.

ફલી મોદી અને ગુલાં વચ્ચે જે રીતે ઓળખાણની શરૂઆત થાએ છે તે એક ઘણો ભાગ્યશાલી સંજોગ છે; અનાથ ગુલાંના ધનભાગ્ય કે તેણે એક પરજાત સાથ પરણીને ઉંધે મસતક કુવામાં તુટી પડવામાંથી બચાવી લઇ ફલી તેને પરણી જાએ છે. આ કળયુગમાં ઉંધરતી જવાન બાળાઓ કોઇ પણ પોતાના વડીલો વગર એકલી આફલી પડી જાએ એ તેની સર્વેથી મોટી કમનસીબી છે. તેમાં પોતાનું કમાઇ કુટવા બહાર પડવું અને પરજાતનાં કુટુંબમાં નોકરીએ રેહવું તેવાં અભાગ સુજવામાંથી તો ખોદાતાલા સર્વે છોડીઓને બચાવે દાસ નામના એક બંગાળી (મદ્રાસી લખવામાં ભુલ થઇ છે) ને ત્યાં તેના

સગાંના છોકરાંઓની કમપેનીઅન દાખલ રહી દાસને પરણવાનું વચન આપવા જેવી આંધળી મુર્ખાઇમાં ગુલાં ઉતરી પડે છે તેમાંથી સન્બમતે ફલી તેનો બચાવ કરે છે અને તેને પરણી જાએ છે એ ફલીનાં ભાગ ઉપર ઘણું વખાણવા જોગ છે; પણ અદરાઓમાં દાખલ તેઓ બન્ને વચ્ચે જે ચીલબુલ્યાંપણું આવે છે તે ગમે એવું નાપસંદ કરવા જેવું હોવા છતાં દલગીરી સાથે કબુલ કરવું પડે છે કે ખરૂ છે. મુંબાઇમાં પારસી છોકરીઓ મર્યાદાના બાબમાં અસલ જેવી ચીવટાઇ રાખતાં નથી એમ ઘણી ફર્યાદો આપણે સાંભળયેછ એટલે તે ઉપર લેખક સાહેબે જરા ચમકી લગાવી હોત તો ઠીક થાત. જો કે જુની આંખે નવાં કૌતુકનો હેવાલ તો આબાદ આપ્યો છે.

હવે ઉઠી ચાલો.

સરજ્યન જેનરલ સર ટૉમસ એટકીન અને લેડી એટકીન સાથ આપણને તેઓના ખુશનુમાં બાગ બગીચાવાલા બંગલામાં ઇનટ્રોડયુસ કરવામાં આવે છે. ઓ ધડાકો! જેનરલ સાહેબ તો પોતાની વડી બેટી વાયોલેટને આ હેન્ડસમ જવાન કેપટન ફલી સાથ પરણાવવા રાજી છે! મરઝબાનજીનાજ બોલોમાં કહું તેમ "બાપદાદા આવો!" શું જોઇને એક પારસી આઇ. એમ. એસ. અને પોતાના આસીસટન્ટ ઉપર સર ટૉમસ એટલી હદે કુરબાન થઇ ગયા, અને લેડી એટકીન જેવી એક ટીચકું વટીક લોભાઇ ગઇ કે પોતાની બેટીને તેની સાથે પરણવાની બહાલી આપી દીધી તે એક અજાએબી છે; પણ પેલા કહે તેમ હેત કાંઇ પુછીને આવતું નથી અને જયારે વાયોલેટ પોતેજ એ પારસી ઉપર ફીદા થઇ ત્યારે કદાચ માબાપને

નાખતી છાણુતી કરવી પડી હશે; પણ ત્યારે કે પછી ફલી સાહેબ તો નીરાધાર ગુલાંને ખરાબીના ખાડામાં હોમાતી બચાવી લેવા તેને પરણી ચુકયા હતા એટલે આ બદરાએલી મડમ પોરીનું શું કરવું? એ ગમે એવી ભારે મુંજવણુ હોવા છતાં ઘણી દલગીરીની વાત છે કે ફલી તેમાંથી આબરૂ ઇઝતથી પસાર થવું ઘટે તેમ કરી શકયો નથી અને એક કરતા બબ્બે છોકરીઓ તરફ પોતાની બીહીક અને નબલાઇને આધીન થઈ તેઓની જીંદગી રદ કરવા જેવી રીત અખ્ત્યાર કરી એ ઘણા ધીક્કારને પાત્ર છે. તે ગમે એવા કબસ સંજોગમાં આવી પડયો હોય તો પણ તેની આ ગુનેહગારીની ભયંકરતા ઓછી થવી નથી અને લેખક સાહેબે એવા હીચકારાની પીઠ હજુર ઘણા સખ્ત ચાબકથી ઝપેટીને ચમચમાવી મુકી હતે તો વાજબી કેહેવાતે.

પ્રસ્તાવનામાં વીગતે બધું લખી દઇએ તો વાર્તાનો આખો ભાસ જણુાઈ આવે અને કસ ઓછો થાએ માટે તેમ નહી કરતાં હું વાંચક વર્ગ ઉપર છોડું છું.

અને આપણા મરઝબાનજીની ભાષા કેવી છે? જે ચાલીશ વર્ષ ઉપર હતી તેજ. એઓને કેહવાતી જડબાં તોડ શુધ્ધ ગુજરાતી માટે પેહલાંથી અભાવ બેઠેલો છે. તે જેઉછ તો આજ સુધી ટકી રહયો છે. હજુરબી મુંબાઇ તરફના પારસી ભાઇઓના કુટુંબમાં "હારીસ, થામસ, નોનસન્સ" (હૅારીસ ટૅામસ, નોનસ્નસ) વગેરે છેકજ અપભ્રંશ સ્બદો વપડાતા હોવા જોઇએ. જી, હમારાં ગુજરાતની ગુજરાતીમાં બહુ ફરક પડયો છે, હો; લ્યો હશે, આ તો દેશ તેવો વેષ!

વધારે શું કહું, ચોપડી તો તમારા હાથમાજ છે તો પછી વાંચી જુવો અને જણુાશે કે સીત્તોતેરની ઉમર થવા છતાં

આ આર્ટ ગ, જ-મે-લેખક વેટરન જરનાલીસ્ટનો અસલ મોહ પમાડનાર ટચકો જેવા ને તેવા છે કે નહી.

નામ ત્યારે તો એવણ પોતાના બેસ્ટી સર માણેકજી દાદાભાઇને ત્યાં રેસ્ટ લેવા નાગપુર સધાર્યા; પણ જેની મુખ્ય મોજ કલમ અને કાગળમાંજ સમાએલી હોય તેને મનસે બેંજુ કસવામાંજ આરામ! આ વાર્તા નાગપુરની સેહલપાઇ દરમ્યાનનાં બે એક અઠવાડયાંનું પરીણામ છે. મરઝબાનજી સાહેબનુ કહેવુ છે કે હવે એઓ ભાગ્યેજ વધારે પુસ્તકો લખી શકશે, હું દુવા ચાહું છું અને મારી ખાત્રી છે કે તેમા અસંખ્ય વાંચકો સામેલ થશે કે દાદાર અહુર્મઝદ એઓ સાહેબની ઉમરની દરાઝી કરે અને બીજાં હજુર ઘણાં ઘણા પુસ્તકો લખવાને સામર્થવાન થાએ.

ગોધરા, તા૦ ૨૧–૧૧–૨૪.

દુવાગીર બેટી,

'જરબાનુ' મેહરવાનજી કાઠાવાલા.

# કમબખત-કોણ?

## પ્રકરણ—૧ લું.

ખુદા જાણે કયા કીસમતમે
હમારે કયા લીખો હોગા
જો જાહેર હય સો દેખેંગે
બલે બાતનમે કયા હોગા

"મારી વાહાલી બેહેન, તારી અકકલ કાંહાં ગઈ. તું શું કરવા માંગેછ તેનો જરા તો વીચાર કર. જા જા, એવું કાંઈ કરશે તો પારસી આલમમાં ટુપાઈ જશે. તું નાદાન છે. તું આ મુશકેલીઓથી ગભરાઈ ગઇ છે, પણ જો તેં આએ પગલું ભર્યું તો પારસી કોમ ઉસકેરાઇને શુ શુ કરશે."

"એ બધું હું સમજુછ. પણ હું શું કરૂં—હું બધી વાતે નાચાર થઈ એટલે બીજો કંઈ ઉપાય સુજ્યો નહીં." આટલું બોલતાં ઉપસ્રી બાઈની આંખમા આંસુના ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

પણ આ વાત કયા થાય છે તે વાંચનારને સમજાવવાની જરૂર છે. પી. એંડ કું. ની સ્ટીમર માલ્ડેવીઆ ઇંગલાંડથી મુંબઈ આવતી હતી તેની તુટક ઉપર એક જુવાન દેખામણો પુરૂશ હતો અને તેની

આગળ બેઠેલી એક પારસી બાઈ હતી. જમી રહેવા પછી રાતના ૯ નો અમલ હતો. બીજા પાસીનજરો આમ તેમ ગોઠવાઇને બેઠેલા હતા અને આ બે જણ એક ખુણામાં એકલાંજ હતાં.

"અરે પણ ભલી છોકરી, તું એમ અકળાઇ ને એક મધરાસી બારીસ્ટર સાથ પરણવની કબુલત અપી ચુકીછ પણ તેનું પરીણામ શું આવશે તે તું જાણેછ? એક તો આપરી પારસી જાતમા જુદદીન સાથના લગનો માટે મોટી છીત ભરાઈ ગઇછ. તેમા ખાસ કરીને કોઈ આપણી કોમની સ્ત્રી કોઈ કજાત સાથ પરણી જાય તો આપરી જાતવાળા જીવ પછાડી નાખે. આય તારી વાતથી મારો પોતાનો જીવ એટલો સુગાઈ ઉઠયોછ કે એ વાતમાં તું જીદ કરશે તો હું તારૂં મોહોડું નહીં જોઉં?"

"પણ-પણ-હુ-હું-શું કરૂં." એટલું બોલી બચારી ગુલ માદન રૂમાલ કાહાડીને આખ લુછવા પડી. આ બેહુ જણ લંડનથી સાથે એક સ્ટીમરમાં આવી ગયા હતા અને તેઓને આગબોટ ઉપરજ પેહેલી ઓળખાણ પડી હતી. આ બાઈ એક માતબર મધરાસી ફેમીલી સાથે 'કંમપાનીઅન' તરીકે ઈંગલાંડ ગઈ હતી. અને પોતાની નોકરી ખલાસ થયા પછી પાછી મુંબાઈ ફરતી હતી. આ મધરાસી ફેમીલીનો પુરૂશ મી૦ દાસ કરી હતો. અને પૈસાદાર હોવા સાથે બેરીસ્ટર હતો. ગુલ એકના એક ગરીબ ધંધાદારીની બેટી હતી

પણ પૈસે પૈસે હેરાન હોવાથી ઉપલા શ્રાપની માંગણી કબુલ કરવાની બેવકુફાઈ કરી હતી. પણ તારે આપણા જરથોસ્તી જવાન જેવણ ગુલને શીખામણ આપતા હતા તેવણ છે કોણ? આપરે આ સાહેબને કેપટન ફ્લી મોદીને નામે ઓળખશું. તેવણ મીલીટરી લાઈનમાં કેપટન હતા અને ઉટીમાં સરજીઅન જનરલ સર થામસ એટકેનના આસીસ્ટંટનો ઓધો ભોગવતા હતા. સ્ટીમર ઉપર આ બેહુ જણાને લગાર આગી મીત્રાઈ થઈ હતી. અને ત્યાં વાતચીત ઉપરથી કેપટન મોદીએ જાણ્યું કે આ નાદાન છોકરી પોતાની ગરીબાઈથી અકળાઈ જઈને એક કાળા પુરૂષ સાથે શાદીથી જોડાવાની કબુલાત આપી હતી.

"મીસ ગુલ—હું ખરાં જીગરથી તારાં ભલાંને ખાતર તુંને સલાહ આપું છ કે જે પગલું તું ભરવા માંગેછ તેમાથી મોડું થાય તે અગાઉ હાથ ઉઠાવ. જો મારૂં માન, તું આપણી કોમમાં હડ હડ થશે. તારી જાતવાળીઓ તુંને જોઈને મોહોડું ફેરવશે; ને મધરાતની સંફનાગી તુને છ મહીના પછી પડતી નાખશે. તું તારે સારૂં હૈજખનો સામાણ તૈયાર કરેછ—જો તું મારાં કુટુંબની હોય તો હું તુને મુએલી જોવાને વધારે પસંદ કરૂં."

ગુલાં આસરે ૨૪ વરસની હતી. તે ખાસરી ઉઘડતી ને ઘટમદાર હતી. તે હસ્તી તારે તેના ગાલમાં ખાડા પડતા હતા. અને આંખો અજબ જેવી રીતે

ચમકતી હતી. આખબી જરા માંજરી હતી. કેપટન મોદીની ઉપલી વાયજ સાંભળીને ગુલ ઉજળી વખ થઈ ગઈ અને કપાળે હાથ ટેકવીને નીસાસા નાખવા પડી.

ગરીબ બીચારી ગુલ. તે પેલા મધરાસીની ફ્રેમીલી સાથે લંડનમાં હતી તારે મી૦ દાસે તેણીને હુલકા-વીને લગાણનું સાટું કરવા ખુબ ઉસકેરી હતી. પણ તે વેળા ગુલે ધસીને ના પાડી હતી. પણ પછી જ્યારે એકલી મારસેલસ આવી પુગી તારે તેણીને વીચાર આવ્યો કે હું હીંદુસ્તાન જઈને ખાઈશ કોણને. કપડાં ચપડાં વગર હેરાન થવાનું ને દલદેસરીના દાહાડા કાહાડવાનુ. વળી મધરાસ જઈને રહું તો મને કોણ જાણવાનુ છે. મને પારસીઓથી શું મદદ મળીછ કે હું તેમની દરકાર કરૂં. હવે તો જે થાય તે ખરૂં. આવા વીચાર કરીને આ ઉતાવળી, ટુક સમજની છોક-રીએ મી૦ દાસને એક કાગળ લખીને તેની માગણી કબુલ રાખી. કઈ નહીં તો ગાડી ઘોડે તો ફરવાનું મળશે! એ બધું તો ઠીક છે. પણ જ્યારે સ્ટીમર એડન આવી પોહોંચી ત્યારે ગુલના પગ ઢીલા થવા માંડયા અને પોતે લીધેલા પગલાની વાત કેપટન મોદીને કહીં દીધી.

"ગુલ માય, જો હજી વીચાર કર—હજુ મોડું થયું નથી. હજી બાજી તારા હાથમા છે."

"પણુ કાંય?"

"તું આ પરદેશી બારીસટર ઉપર ખરેખર પ્યારમાં

પડી હોય એમ હું કબુ માનું નહીં. તું તારા જીવ ઉપર જોરાવરી કરેછ. તું શું કંઈ કારી કછારી છે, કે અભણેલ છે? શું તુને બીજો સારો તારે લાયક નો હાથ ધરનાર મળવાનો નથી?"

ગુલ કંઇ બોલી નહીં. નીરાશીનાં ટીપાં તેના કપાલ ઉપર ફુટી નીકળ્યાં. તે વીચારમાં પડી કે ખરેખર, મારૂં રંગ રૂપ શું કામનું. હું તદન લાઈલાજ છું. મારી પોતાની કોમના પુરૂષો આંખીને જોતાબી નથી. જાંહા નજર કરૂંછ તાંહાં દસ પંદર ને પચીસ હજારની રૂમડી મુકાવવા માંગેછ. તે લાંઉં કીઆ ચુહુલામાંથી. શું તારે મારે આખી જીંદગીમાં વહીતરૂંજ કરવું? મારી કાની હઝારો છોકરીઓ સારી તક મળવાની ડોકાં તાણી તાણીને વાર જુએછ. તો પછી મારો શું હાલ. આહ! આય આગબોટ ઉપર મારા જે પંદર દહાડા ગીયાછ તેવા ખુશી ભરેલા મારા જણમમાં જોયા નથી. એ તો સારૂં થયું કે કેપટન મોદી સાથ ઓળખાણ થઈ નહીં તો હું ઝુરીને મરી જતે. કેવો ભલો છે ને મારી કેવી કદર ખાયછ."

થોડી મીનીટ સુધી આ બન્ને નવા મીત્રો ચુપ દરીઆ ગમ જોતાં બેસી રહ્યાં. આખરે ગુલ બોલી:—

"ભાઇ મોદી, તમે કહ્યું તે બધું ખરૂં પણ મારો એલાજ શો? મારા બાપ તો ગુજરી ગયાછ ને માયજી જેમ તેમ પોતાનો ગુજારો અકર વકરે કરેછ. હવે કહો. મુંબાઈમાં રેહું તો મને કોણ રાખવાનું છે, ખાઉં કોણુને, ભાડું કાંહાંથી લાઉં, હું ઇગ્રેજી ઘણું

સારૂં જાણું છ પણ એક શીક્ષક તરીકે વહીતરૂં કરૂં તો કદાચ ત્રીસ ચાળીસ રૂપીઆ મલે પણ તમે જાણોછ તો ખરા કે આજના વખતમા એટલામાં કાંઈ આબરૂથી રહેવાય? આવી મારી કબસ હાલતમાં મને જે પહેલો ચાન્સ મળ્યો તે મેં કબુલ કીધો—હું ઘણી શરમીંદગીથી કહુ છ કે નાચારીએ કબુલ કીધો—એમાં તમો મારો શું વાક કાહાડશો."

મોહી શું જવાબ આપે—હોઠ પીસીને ઘણો વાર તેણે દરીઆ ગમ જોયા દીધું.

એકાએક ગુલ બોલી ઉઠી "મને તમારે ગમે તેમ હીનો, હું તમારી નાખુશીને લાયક છું પણ ખોદાને ખાતર મને રસ્તો બતાવો કે મારે શું કરવું—એમ ના કરો ને તેમ ના કરો એ બોલવું સેહેલું છે પણ તમે કંઈ ઉપાય સુચવતા નથી."

કંઈબી જવાબ આપવા વગાર મોહી ત્યાંથી તુત-કને બીજે નાકે સુધી ચાલી ગયો. બચારી ગુલનો બળાપો સાંભળીને તેના પેટમા મુંથાઈ આવ્યું હતુ. કંઈ કહેવાનું તેની જબાં ઉપર લગાભગ ઉભરી આવ્યું હતું પણ તેની છાતી ચાલી નહીં. આહ! આવી ચતુર, આવી દેખાવણી, આવી હીમતવાન છોકરી પર-જાતના હાથમાં જઇને પડે ને તેનો કંઈજ અટકાવ નહીં—ઉપાય નહીં? બે ત્રણ દાહાડામાં તો મુંબાઈ આવી લાગશું ને પછી આએ છોકરીનો શું હાલ.

શું તે પેલા એબલગામણા મધરાસી સાથ પરણીને સુખી થશે—છટ, છટ, પણ એનો ઉપાય શું.

તે રાતના કેપટન મોદી તુટક ઉપર બીછાણું કરીને સુતો પણ પોતાની ૨૭ વરસની ઉમરમાં કોઈ દાહાડેબી આજની રાત જેવી ધરફરી મારી ન હતી. પાચ મીનીટમાં તેણે પચાસ વાર ડાબી કે જમણી ગમ કોર વાળી હશે. કંઈ સેંહકડો વાર ગુલનો અકળાઈ ગયલો પણ ખુબીવંત ચેહરો તેના ભેજાં આગળ તખલ્યા કીધો હશે. કેવી મજાની છોકરી, કેવી હીમતવાન કેવી મીઠાસ વાળી! ને તે એક કાળા હણુક જેવા મધરાસી સાથ પરણી જાય!

આએ છોકરી જેની સાથ આખી સફરે સારી સારી વાત કરેલી, હસેલાં, બોલેલાં, તુતક ઉપર ફરેલા, જેની આગળ ફલીએ પોતાની જીંદગીનો આગલો પાછલો હેવાલ કહેલો તે છોકરીએ આજે પેહલીજ વાર પોતાની મુશ્કેલી તેની આગળ ખુલ્લાં દીલથી કહી દીધી. અફસોસ—કેવી સંતાપ જનક હકીકત—એક જુવાન કેળવાયલો પુરૂશ આવી વાત મુગે મોહોડે સાંભળે! કણુ નાહીં. શરમની વાત છે. પણ તારે કરવું કેમ એ મોટો સવાલ હતો. મોદીએ ઘણો વાર મુગે મોહોડે વીચાર કીધો. ગરીમ બચારી! એખલી આ છોકરી શું કરે. મોદી હઠ પકડી શીખામણ તો દેવા તૈયાર હતો પણ પોતે તેણીને શું મદદ કીધી? કંઈ નાહીં?

## પ્રકરણ—૨ જું.

દીલ લગાયા યારસે
ઉસ દીલ છોરાના મુશ્કીલ
મોહોબતકા જખમ લગા
ઉસકા સીલાના મુશકીલ
મોહોબતકી આગસે હુઆ ખાને ખરાબ.
આગ દરીઆ કુ લગી
ઉશકા બુજાના મુશકીલ.

વળી પાછાં બન્ને દોસતો સહવારના ૮ વાગતે તુટક ઉપર મળ્યાં. ફલી મોદીએ પાછી આગળી રાતની જીકર શરૂ કરવાની તજવિજ કીધી. ગુલે દલગીર ચેહરે જવાબ દીધોઃ—

"વાહાલા ભાઇ, શું કામ એ યાદ પાછી તાજી કરેછ? મારા હાથમાં હવે કાંઇ ઉપાય નથી."

"હું બી હવે એ બાબદમાં એક બીજો સખુન કાહાડનાર નથી. એક કલાકમાં તો આપરે મુંબાઈના બારાંમાં લંગર કરશું. તારે શું એક કલાકમાં આપરે બે જન એક બીજાને છેલ્લી સલામ કરશું?"

"હા ફલી બા, એમ છે તો ખરૂં."

"પણ તુંને કોઈ બંદર પર લેવા આવશે કે?" આટલું બોલતાં કેપટન મોદીના હોઠ થર થર ધ્રુજતા હતા.

આ વાર તેની નજરમાં ગુલ જેવી મનમોહન નાઝનીન કદાચજ જોઇ હશે. યાને ખરેખર હતુંબી તેમજ. તેનો ગમગીન ચેહરો, માંજરી આંખ, અને સુરખી ભરેલા રૂખસારથી આજે સહુવારના તે અજબ જેવી રીતે સોવામણી લાગતી હતી. કમનશીબ છોકરી!

સ્ટીમર ઉપર કેટલાક પાસીનજરો પોતપોતા વચે ઠઠા કરતા હતા કે આય છોકરીએ કપટાન સાબની અચ્છી પુઠ પકડી છે. કદાચ તેમાં જરા સચ્ચાઈબી હોય. પણ ગુલ સારી પેઠે સમજતી હતી કે આવો સોવામણો ખાનદાની ને વળી દેખઇતી રીતે પૈસાદાર માણસ તેના જેવી મોકળ ડોકળ છોકરીને કણુ ધણી-આણી દાખલ પસંદ કરે નહીં. પણ સાચું કહું તો ગુલના દીલમાં આશાનું કીરણ પજરવા માંડયું હતું. પણ ફ્લીના એક સવાલથી તેણીની છાતી માંહેથી જળવા લાગી.

"ગુલ, પેલો બંદર ઉપર લેવા આવશે કે?"

"નહીં".

મોદીના મોહ ઉપર ગુસ્સાનો અજબ રતાશ ચઢી આવ્યો "એ તું શું બોલેછ? એ બે બદામનો કાળો સુવર તુને ફુસલાવીને તુંને લેવાબી નહીં આવે?"

ગુલે અકળાઈને જવાબ દીધો. "એવણ બારીસ્ટર છે ને કોર્ટમાં રોકાણુ હશે તેથી પોતાના એક કલારકને મોકલશે એમ છેલ્લા કાગળમાં લખ્યું હતું"

"નોનસન્સ, પોતે મધરાસમાં મોજ મારે ને પોતાના સગા અને મીત્રોમાં ઘોંસ મારે કે જુવો મેં કેવી પારસણુને હાથમાં લીધી. પોતે અલગ રહીને પોતાના એક કાળા સીધીભાઇ જેવાં માણુસને તુંને લેવા મોકલે—શરમની વાત છે."

ગુલ્લા કરગરીને બોલી 'પણુ ભાઈ આએ પ્રમાણે બોલીને મને દલગીર કરવામાં શું હાંસલ—એમાં હું શું કરૂં."

"ખરૂં છે, એક હીચકારાની પેઠે હું તુને ઉદાસ કરૂં છ, કારણુ કે મારો પોતાનો જીવબી ઉદાસીથી બેચેન છે. હું પુછવા માગતો હતો કે તમારી ત્રેન છેક રાતના નવ વાગતે ઉપડેછ તેટલાં આય નાપાક મધરાસી કલારકને હાથ તાળી આપીને આપરે સાથે ગ્રીન એંડ રીડને તાંહાં જમીએ. હું તુને ત્રેનમા બરાબર બેસાડી આવશ."

ગુલ શું કરવા ના કેહ.

ફૂલીની ગણુત્રી એવી હતી કે પેલો કાળો મધ્રરાસી ગુલને નજરેબી ઓળખતો ન હશે ને મધરાસવાળો એહરીમન કસુ જાણુવાનો નથી. રાતના પાંચ મીનીટ સારૂં ત્રેનબી વખને ચુકી જાય તો એ બચારી એકલી અટુલી પોરીને કોઇ ઓળખાણુવાળાને તાંહાં એકાદ દીવસ રાખવાનું બની શકે. પછી તો એના જે નસીબમાં હોય તે ખરૂં.

"ઓ માયરે, હવે કેમ કરૂં" ગુલ નીસાશો નાખીને બોલી.

"કંઈ ચીંતા ન કર. સેંકડો પાસીનજરોમા તુને કોઇ ઓળખવાનું નથી. હું તારો સામાન બધો ઉતરાવશ. આપરે સાથે એક દાહડો હસી ખુશીથી ગુજારશું એટલીજ મારી ઉમેદ છે."

"પણ—પણ—" ગુલાં જરા ઓસકાઇ.

"પણુબી નહીં ને બણુબી નહીં—હાલ તુરત હુ થીવાય તારૂં બીજું મુંબાઈમા છે કોણ—કેમ, મારૂ કહેવુ કરશે કેની, ગુલાં ડીઅર?"

આહ! ગુલાં ડીઅર! કેવું મીઠ્ઠું સાકર જેવું નામ—મોદીના મોહ પર કેવાં ગીલગીલ્યાં પ્રગટી નીકળ્યાં હતાં.

"જો સાંભળ, દીકરા, આપણે એક આખો દાહાડો એવો 'એનજોય' કરશું કે જાણે આપરે બે જણ સીવાય દુનીઆમાં ત્રીજું કોઇ નહીં' હોય—આજે પંદર દાહાડા થયા એ નામ મારાં મનમાં વસી રહ્યું હતું પણ મારી તે વાપરવાની હીંમત ચાલી નહીં. હવે તો મારી જબાંમાંથી એ નામ નીકળી પડયુ છે એટલે હું આજનો દાહાડો—ફક્ત આજનો દાહાડે તુને એજ નામથી બોલાવશ. કેમ બોલી નહીં."

ગુલ શું બોલે. તેનાથી લગાર હસાઇ જવાતું હતું. તેઓ સ્ટીમર પરથી બાહાર પડયાં અને તે લોકે બધાંની

નજર ચુકાવીને એક ટેક્સી ભાડે લીધી અને મલબાર હીલ કોલાબા વગેરે ખુબ ફરયાં. ફૂલી એકાદ બે દુકાનોમાં જઇને એક ડ્રેસીંગ કેસ, એક રેશમી છત્રી, બે ચાર બલાઉઝીઝ વગેરે ખરીદ કીધું કે ગુલાંને પોતાની નવી મુસાફરીમા કામ લાગે. ગુલાંએ તો પેહલાં આ કબુલ રાખવાને ના પાડી પણ ડીઅર ફૂલીનો દયામણો ચેહરો જોઇને આખરે કબુલ રાખી. બપોરના જમવાને વખતે તેઓ ટરમીનસ સ્ટેશન ઉપર રીફ્રેશમેંટ રૂમમાં ગયાં અને ત્યાં પેટ ભરીને લંચ લીધા પછી નીરાતે છઝી ચેરો ઉપર ગોઠવાયાં. બીજા હોટેલના વીઝીટરો આ જોડાં તરફ લગાર રમુજથી જોતા હતા પણ તેની આ જોડાંને ભાલ ફકર હતી. સાંજના વળી પાછી એક બીજી ટેક્સી ભાડે લઇને તેઓ પાલવા બંદર, કફ પરેડ ઉપર ફરી વળ્યાં.

સંતોશનો નીસાસો નાખીને આખરે ગુલાંથી બોલાઈ જવાયું કે "આહ, આજના જેવો હસી ખુશીનો દાહાડો મારા જણમમા મેં 'એનજોય' કીધો નથી."

આ સઘળો વાર ફૂલી ડોળા તાણી તાણીને તેના મનમોહન ચેહરા તરફ જોયા કરતો હતો.

"દીકરા ગુલ, આજનો દાહાડો તુને ઘણોજ, ઘણોજ હસી ખુશીનો લાગેછ?"

"અરે, બોલના ડીઅર, મારી જીંદગીમાં આવી મોજ તો હું જીવસ તાહાં સુધી યાદ રહી જશે."

"એમ ના બોલ, ના બોલ. મારી છાતીમાં કંઈ થાયછ. તારા જેવી છોકરી આવા શોખ સાથે બાહાર ગામ એક નજીસ મધરાસીને તાંહાં જવાનો વીચાર કરેછ. તારાં સુખનું તું તારે હાથે સત્યાનાશ વાળેછ. જરા મારૂં સાંભળ, તારે ખાતર નહીં તો મારે ખાતર સાંભળ."

"તારે ખાતર? એ તું શું બોલેછ. આજે રાતના આઠ વાગા પછી તું કાંહાં ને હું કાંહાં. થોડા દાહાડામાં તું તો મારૂં નામબી વીસરી જશે."

---

## પ્રકરણ—૩ જું.

અગર યુંહી દિલકુ સતાતા રહેગા
તો એક દીન મેરા જાન જાતા રહેગા
મેં જાતા હું, દિલ કે તેરે પાસ છોડે
મેરી યાદ તુજકો જલાતા રહેગા.

આ વાર મોદીએ ગુલાંના હાથ પોતાના હાથમાં પકડી રાખ્યો હતો અને તેણીની ગમ એક ભુખ્યા વાઘની પેઠે જોતો રહ્યો હતો.

આખરે ગુલાં લગાર ચકીત થઈને બોલી "ફલી બા, તમે આટલા દાહાડા મારી માવજત કીધી તે સારૂં હું ઘણી ઉપકારી છઉં—આજે તમે મને કંપની આપી તેથી મારો જીવ ખુશાલ છે; પણ મારે કાંહા જવું ને

કોણુના આસરા તળે જવું એ સવાલ મારા પરણેતર ધણી શીવાય બીજા કોઇને ચુંથવાનો હક નથી."

મોહી શું બોલે ને શું કરે. ગુલાંનો ગરવો ચેહરો, અને દરજજા ભરી જબાંથી તે તદન અંજાઈ ગયો હતો. તેની છાતી અંદરથી ધપક ધપક થતી હતી. હવે બીજા કલાકમાં તો આ છોકરીને સ્ટેશન ઉપર મુકી આવવાના વીચારથી તે ગભરાઈ ગયો. સાદા સાત થયા અને તેઓ વીકટોરીઆ સ્ટેશન ઉપર ગયાં. ત્યાં કુલીએ ડીનરની વરદી આપી પણ તેઓ બેહુ મુગાં મંતર હતાં. આખા દાહાડાની અસાધારણ મોજે તેઓને સુના સાવજ કરી મેલ્યાં હતાં. બેહુ જણ ડીનર ચુથયા કરે પણ મન મુકીને ખાય નહીં. મોહીની આંખમાં પાણી આવી ગયલાં હતાં. અને તે ગુલને ટીકી ટીકીને જોયા કરતો હતો. અને ગુલાં નીચું ડોકું રાખીને બેશી રહી હતી.

જેમ તેમ ખાણું ખલાસ થયું ને ગુલ બોલી "કેમ, હવે ઉઠશું" સાડા આઠ તો થયા ને ટ્રેન નવ વાગે ઉપડેછ."

તેઓ બેહુ જન ઉઠયાં. મધરાસની મેલ ટ્રેન માટે પલાટ ફોરમ ઉપર પાસીનજરોની તથા તેઓને મલવા આવનારાઓની મોટી ભીડ હતી. આ ભચડા કચડીમાં કેટલાક સ્ટીમરના પાસીનજરોબી હતા. એક તેજ દાહાડે પરણેલું જોડું પણ એજ ટ્રેનમાં જવાનું હતું અને તેઓને વળાવવા કેટલાક દોસ્તો અને સહીઓ

હાથમાં હારતોરા લઈને આવ્યાં હતાં. કોઈ ઇંગ્રેજ અમલદાર નાગપોર જનાર હશે તેને મુકવા આવવા સારૂં દજન બંધ ઘીના ડબા જેવા દેશીઓ ગાડીની આગળ ભીડ કરી ઉભા હતા. ઠરડ કલાસો તો તમામ જાત જાતના દેશીઓથી ચીકાર હતા.

લેડીઝ સેકંડ કલાસ કમપારટમેંટમાં ગુલનો સામાણુ પોરટરોએ મુકયો હતો. અને તેમા બીજું કોઈ ન હતું. ગુલ માંહે જઇને બેઠી અને મોદી પણ તેમાં દાખલ થઇને સામાણુ ગોઠવ ગાઠવ કરવા પડયો.

"દીકરા ગુલા, તું આએ ઉપરની સીટ ઉપર તારૂં સુવાનું કરજે. અહીં ધુળ થોડી આવશે."

"હા—હેં કયુ."

"ને રાતના બરાબર અંગ પર ગરમ ઓઢવાનું રાખજે. આએ મારો જાડો રગ હું લાયોછ."

"અરે નહીંરે, મારી પાસે ઓઢવાનો ચારસો છે. તમારો શું કામ લેઉ" ગુલે ના પાડી.

"લે, વળી ઘણી ડાહીલી ના થા. તારો ચારસો તો મે નીચે પાથરીઓછ ને ઉપર મારી બલાંકેટ છે."

"ઓ વાય, શું તમારૂંજ બધું લેઈ લેઉં કે?"

ગુલ બેશીને પોતાના બુટ છોડવા પડી. કેપટન સાહેબ કલાસમાં ભરાઇને આએ કોથળો અહીંથી ઉચકીને તાંહાં મુકે એમ ગોટાં ખાયા કરે. "ગુલ દીકરા,

હું આશા રાખું છ કે તુને કોઈ બીજું માથે નહીં પડશે."

ગુલ તરફથી ના કાંઈ જવાબ.

એટલામાં પાંચ મીનીટના 'વારનીંગ' ની સીસોડી વાગી. પાસીનજરો ધડો ધડ બેશી જવા મંડયા. ગુલ બારીની બાહાર ડોકું કાહાડીને મોહોની નજર ચુકાવવાનુ કરે.

"તારે, ગુલ ડીઅર, હું જાઉંછ."

નો જવાબ.

"કેમ મને છેલ્લી સલામબી કરતી નહીં?"

આ વેળા ફલીનો સાદ એવો રડવા જેવો હતો કે ગુલ રૂમાલ કાહાડીને ખરે મને રડવા પડી.

"ગુલ, વાહાલી ગુલ"

"જા હવે જા; મારેથી વધુ ખમાતું નથી" ગુલ રડી પડીને બોલી.

લાગલા ફલુભાઇ ગાડીમા ચહડી ગયા અને ગુલાંને ચાંપીને કોટીમાં ધરીને દજનેક 'કીસ' લીધી "મારી ડારલીંગ, ઓ મારા જાન, તુને કેમ જતી મુકું." •

બે ચાર ઉતારૂઓ આ નવાઈ જેવો બનાવ જોઈ મુછમાં હસ્યા અને સમજ્યા કે આ માટી બૈયર છુટાં પડનાર હશે. ત્રણ મીનીટ આગગાડી ઉપડવાને બાકી હતી. એટલાંમા ગુલ ફગળીને બોલી:—



ઓ ખરેખર- જવાને મારા પગબી ઉપડતા નથી
ઉતર બસ ઉતર—સફો—૧૭.

"અરે પણ અબઘડી ટ્રેન ચાલવા માંડશે ને પછી કેમ થશે. તું ઉતરી જાની ડીઅર."

"કશુ નહીં. તું મને શું સમજેછ. તારેથી હવે મારાથી છુટ્ટું પડાય નહીં—ઉતર, ઝડપ કર, ઉતરી જા—વેહેલી થા."

"ઓ, ખરેખર જવાને મારા પગથી ઉપડતા નથી—ઓ હવે કેમ કરૂં."

"ઉતર બસ ઉતર."

ગુલ ઉતરી પડી અને ફ્લીના પાસામાં ભરાઈને ઉભી. ટ્રેન તો અડધો માઈલ નીકળી ગઈ હતી. હવે ગુલની શુધ ઉંઘડી.

"ઓ પણ મારો સામાણુ?"

"ચીંતા ના કર, બધું બરાબર થઈ જશે."

## પ્રકરણ—૩ જું.

ગઈ યક બયક જે હવા પલટ
નહીં દીલકો મુજકો કરાર હય
કરૂં ગમ સીતમગકા મય કયા બયાં
મેરા ગમસે સીના ફીગાર હય.

ઝફર.

હવે આપણે જરા આ નાટકના બીજા તખતા ગમ નજર દોડાવ્યે.

સરજીઅન જનરલ સર થામસ એટકીનનો બંગલો ઉટીમાં હતો. સાંજનો વખત હતો અને ઘણાક મીત્રો અને સરકારી આફીસરો ચાહ પીવામાં ને તાહેલાં કરવામાં ગુતાયલા હતા. સઉ કોઇ જાણતું હતું કે સર થામસ અને તેની ધણીઆણી જ્યારે હોય ત્યારે એક બીજાનાં પીછાં વેરતા હતા.

સર થામસ ઉંચો છ ફીટનો ગરાર જેવો હતો. પણ સ્વભાવનો તદન દાધામદયો કહેવાય. તે છતાં તે લગાર મુગો મોહોડેનો હતો. ઉટીની યુરોપીઅન વસ્તીમાં તેને માટે ઘણું માન હતું. તેને ઝાઝી લપ લપ કરવાની ટેવ ન હતી. તેથી ઉલટું તેની બાનુ લેડી એટકીન મીજાજનુ ખોરીઉં હતી. તે કોઈ સાથ હસીને વાત કરતી ન હતી. પણ સર એટકીનના સેક્રેટરી નામે મેજર પીટરની મારફતે સઘળા ઉપર દમ કસવામા તેણીની મોજ સમાયલી હતી. ચેહ-રાની બાબદમા તો સમજીઆ પણ કપડાં ચપડાંની

બાબદમાં તો એક સાધારણ દરજાણને શરમાવે એવી બેદરકાર હતી.

ચાહાના સહુરકા ભરનાર એક બાઈએ આખરે સર એટકીન આગળ વાત છેડી.

"મેં સાંભળ્યું કે તમારો આસીસટંટ કેપટન મોદી આજે આવેછ. ખરી વાત કે?"

"હા—જે ઘડી જાયછ તેમા આવી લાગશે." સર એટકીને જવાબ દીધો.

"પણ હવે એ વેલાત જઈ આયો એટલે એની તબીયત તો સુધરી હશે કેની?"

"હા—એ લખેછ તો ખરો કે એ હવે તદન સારી પેડે છે. અમે સઘળાંઓ એના આવવાની કાગને ડોળે વાટ જોઇયેછ."

આટલી વાત થતામાં આપણી કથાના નાયક કેપટન ફલી મોદી લટક લટક કરતા દાખલ થયા. છેલ્લા પંદર દાહાડાની ગમત તેના મોહુ ઉપર હજુ હતી. પણ કોણ જાણે શું કારણથી તે અવાર નવાર ગભરાયલો અને વીચારવંત જણાતો હતો. પણ બંદો ફલી એવો ચતુર હતો કે સર્વે સાથ મીઠાસથી 'શેકહાંડ' કરતો અને જાણે કસામાં હોય નહીં તેમ જીઠું જીઠું હસ્તો હતો. બધાં જણ તેને જોઈને ખુશી થતાં દેખાતાં કારણ કે બધાંને તે ઘણો માનીતો હતો.

રાતના સર થામસ એટકીન અને તેવણુના કામ ચલાઉ સેક્રેટરી તથા કેપ્ટન મોદી સાથે જમ્યા. મોદીના દીલમા ઘબરાટ હતો. પોતાના વડા સાથ કેમ વાત છેડવી તે સુઝે નહી.

"કેમ સાહેબ, તમારા નવા આસીસતંટ કેમ ચાલેછ."

"ઠીક છે, પણ મારા વીચાર પ્રમાણે લગાર ઉછ્છલુ છે. એનેબી દેશી હરીસાનો વા વાગોછ. રાતના પોતાના બંગલામા એક દજન બીલાડીઓ પાળીછ ને જમવા બેસેછ તારે પોતાની ટેબલની આસપાસ બધી બીલાડીઓને હારે કટાર ખુરશી ઉપર બેસાડેછ."

પણ હજુ મોદી ગુચવાયા કરયો. તાણી તોડી ને તેણે વાત છેડી. "સાહેબ, લેડી થામસ કેમ છે. હું આશા રાખુંછ કે એવણની તબીયત સારી રહેતી હશે."

"હું! જેમ ખોદાનો હુકમ. મારો જીવ ઘણો બેચેન છે. તું મારા બેટા જેવો છે એટલે મારા મનમા જે છે તે હું તુંને કેહુંછ—બીજા આગળ મેં કોઇ દાહાડે વરાળ કાહાડી નથી."

"હું એ સાંભળી ઘણો દલગીર છું, સાહેબ."

"તું જાણેછ તો ખરો કે મને ને મેમસાહેબ ને—લેડી એટકીન ને ઝાઝો એખલાસ નથી. હું જો એખલો હને તો એ કોણ જાણે કેમ આગળ વધતે પણ છોકરાંઓને લીધે વીચાર કરવો પડેછ. રસલ મારો હવે

એક પુરો બેટો સ્કુલમાં જવાને લાયકનો થયોછ પણ એની મા તેને જવા દેતી નથી, ને બગાડીને કોડીનો કરી નાખ્યો છે."

"પણ સાહેબ, તમે એના પીતા છેઓ અને તમે હુકમ ફરમાવો તેમ થવું જોઇયે."

"અરે મોદી, બોલના. એ દુકતાને મારી મરજી ઉપ્રાંત એની મા વેલાતથી ઘસડી લાવી ને એનેબી દેશી હકીમનુ ચેતક લગાડ્યુંછ. લેડી એરકીન બસ હકીમ બછવાડે જાણે પોતાનું માથું ખોઈ બેઠીછ. કોઇ દીલ્હીનો હકીમ ઉસમન ખાન આયોછ તેને બોલાવીને તેના સેસન લેછ ને કોઇબી આપણા ઓળખીતા પારખીતા બીમાર પડેછ તો આએ નજીસ હકીમના ધીચારા થાયછ. આજે એક વરસ થયું આએ ઢોંગ ચાલી રહ્યાછ ને શું કરવું તે મને સુઝતું નથી."

"અફસોસ, સાહેબ, તમે એ બાબદમાં તમારી સત્તા ચલાવી નહીં શકો?"

"અરે મોદી, હું જરાબી અટ કરૂંછ તો ઘરમા મોટી પંચાત ઉઠેછ ને મારી ફજેતી કરવાથી હું બીહુંછ. જોની, મારા હીરા જેવા બેટા બોબીને આવા બેવકુફ પછાડાથી મારી નાખ્યો. મારી નજર આગળ આ મારો બેટો ગુમાયો. એ બધું એની માએની જીદને લીધે થયું—હું એ કબુ ભુલનાર નથી."

મોદી ગભરાટમાં પડયો. શું બોલવું તે સુજે નહીં.

જનરલ સાહેબનો બેટો બોબી મોટીને વધારે માનીતો હતો. જનરલ સાહેબ રડમસ થઇને બોલ્યાઃ—

"મારો રસલ ડીફ્થીરીઆથી પટકાયો તારેજ મને શક હતો કે એ તેમાંથી કદાચજ ઉઠશે, પણ મને ખોદા ઉપર વીશ્વાસ હતો. મેમસાહેબે મારી જાણ વગર પેલા મુજી હકીમને બીમાર છોકરાના ઓરડામાં દાખલ કીધો ને તેના છાલાપાલાનાં પછાડા મારીઆ. બીજાં છોકરાંઓને અલગ રાખવાં જોઈએ તેને બદલે તેઓનેબી બીમાર આગળ જવા દીધાં. બોબી તો બચારો ગુજરી ગયો ને છોકરાઓ બચી ગયાં તેનીઑ હુકમાઈ મેમ સાબ લેછ કે એ હકીમની હુશીયારીથી છોકરાંઓને કંઈ થયું નહીં."

આ હકીકત સાંભળતા અલબત ફલી મોટીનું દીલ ગમગીન થયું પણ આ વાર તે તદન જુદાજ વીચારમાં હતો, તેને મુંગો મંતર જોઈ જનરલ સાહેબે પાછી વાત છેડી.

"એ તો થવાનું હતું તે થયું, હવે મારો જીવ ફકત મારી વહાલી બેટી વાયોલેટની તબીયત માટે ચીંતામાં છે."

મોટી કાકા આ સાંભળી તટનખાર બેઠા. હાથમાની છરી મુકી દીધી.

"સર થામસ, મારે તમારી સાથ એ બાબદમાં:—

"સબર, તુંને વાયોલેટ તરફથી કાગળો તો મળ્યાં હશે?"

ફલી લાલ લાલ થઈ ગયો.

"નહીં સાહેબ, મુંબઈમાં તો કંઇ મલ્યાં નહીં. વખતે ચુકામુક થઈ હશે." મોઢી આ સરયામ જુઠું બોલતો હતો કારણકે મુંબઈની પોસ્ટ હાફીસ તરફ તેણે નજરબી ફેંકી ન હતી.

"અંહ! તારે લે, તુંને ખુશ ખબર આપુંછ કે વાયોલેટ બાજા પંદર દાહડામાં ઉટી પાછી આવવાની છે. એને બેંગલોર, માફક નહીં આયું ને ત્યાંના ડાકટરોએ પાછું ઉટીની ચોખ્ખી હવામાં મોકલવાનું ફરૂસત ધારયું. કેમ બેટા, એટલામાજ ઘભરાઇ શાનો ગીઓ, અલબત આએ ખબર તુંને નાખુશ કરે તેવી તો છે, પણ ખોદા ઉપર ભરૂસો રાખ, સહુ સારૂં થશે."

ફલીનો ચેહરો સફેદ પરથી લાલ અને લાલપરથી સફેદ થતો હતો તેનું ખરૂં કારણ જનરલ સાહેબ સમજ્યા નહીં.

"હા, બેટા, વાયોલેટની બીમારીની હકીકત સાંભળી તારો જીવ રંજીદા થયોછ તે હું સમજુંછ પણ મારી કાની હીંમત રાખ. ખોદા કરશે તો તેમાંથીબી ઉઠશે. તારા ઉપર એ છોકરીનો જીવ જાન છે, ને તું આગળનો આગળ હશે તો ઘણો ફાયદો થશે. છોકરીએ તારી ઉપરતો મોટી આશા બાંધીછ. બને તાં સુધી એની માએને દુરની દુર રાખજે, તુંને તેમ કરવાનો હક છે. વાયોલેટ મારી નહીં પણ તારી છે ને એને બંચાવવાનો ચાનસ તારા હાથમાં છે."

' ફ્લી બચારો એવો ભખરાઈ ગયો કે તે જનરલ સાહેબ આગળ પોતાનો ભરમ ખોલી દેવાની અણી ઉપર હતો તે ઉપલી વાતથી બીચકીજ ગયો. વાયોલેટને બચાવવાનું એકજ ચાન્સ!! તોબાહ, તોબાહ! આખરે પાંચેક મીનીટ દમ ખાઇને કેપટન મોદીએ જેમ તેમ સાદ કાહાડયો "સાહેબ, મારી ને એની શાદી થાય તેમ બને તેવું નથી."

પણ ભોલા જનરલ સાહેબ તો સુજમા રેહેલા એટલે એકનુ એનજ હાનીઆ કરે. "નહીં, મોદી, તુને નાસીપાસ થવાની જરૂર નથી. આપરે કભી આશા છોડીએ નહીં. હું જાણુંછ કે વાયોલેટની જીવવાની આશા છોડી છે તો પછી પરણવાની આશા કયાંથી હોય. કદાચ તમુને બે જણને સાથેના સાથે રાખવામાં હું ભુલતોબી હોઉં પણ એ મારી બેટીને માટે હવે એટલી એજ આશા બાકી છે. જો હું તુને બાહાર બીજા ડીસ્ત્રીકટમાં મોકલી દેઉં તો મારૂં ફરજંદ તારી જુદાઈના બળાપામાં જરૂર મરી જાય."

"તારે શું સાહેબ, એ એટલી બધી બીમાર છે?" મોદીએ પુછ્યું.

"નહી, મને હજુ ઘણી ઉમેદ છે કે એ વખતે તટાર થાય."

ફ્લીનો તો દમ બંધાઈ ગયો, તેની છાતી માંહેથી ગુંગળાવા લાગી. તેણે પોતાની હાલતનો ખોલાસો કરવાની ઘણીબી તજવીજ કીધી પણ ગળાંમાંથી સાદ

નીકળે નહીં. વાયોલેટ સાથ નાચેલો કુદેલો અને એક બીજાને 'પ્રોમીસ' થયલાં તે હવે નવું સાંટક કેમ જાહેર કરે.

તેના ભેજાંમા એકના એકજ શબ્દો ભમયા કરે કે જનરલ ને કહી દેઉં કે હું તમારી બેટી સાથ પરણી શકનાર નથી, હું તો પરણેલો છેઉં, વાસ્તે મારી ઉપર આશા બાંધતા ના.

પણ એવા શબ્દો મોહોડાંમાથી નીકળે ત્યારે કે? જોઇએ કાલે વાત, કદાચ કાલે કાંઈ તાલ આવશે.

આહ! અગર વાયોલેટની જીંદગી ખતમ થાય તો! મીઠી, ગરવી, પરી જેવી સોહામણી– તે ફ્લી ઉપરથી ઓવરઈ પોવરઈ જતી હતી. અને એ બન્ને જણે એક બીજા સાથ પરણવાની કબુલાત આપી હતી અને તે માટે છોકરીના માબાપે ખુશીથી મંજુરી આપી હતી.

અફસોસ! હવે કરવું કેમ? ગુલ જો જરા થોભી હતે! શું કાચું કપાઈ ગયું હતું તે હવે ફ્લી સમજવા લાગ્યો.

ગુલ કે વાયોલેટ? એક સુરજ ને બીજો ચાંદ! ફ્લીને હઈયે ગુલ ચહડી આવી. કેવી પ્યારી, કેવી ભોલી ને મીઠી. કેવા તે લોકે છેલ્લા પંદર દાહાડા પસાર કીધેલા. ગુલાંએ કેવા વીશ્વાસથી પોતાનું તન અને મન ફ્લીને આપી દીધેલું અને હવે તેને કેમ

વીસરાય. ફલી હજીબી ગુલાને ખરાં જીગરથી યાદ કરતો હતો.

પણ જુવાની અજબ ચીજ છે. ફલી જેવો નફકરો જીવડો ઘણીવાર મન સાથ મુંઝાય નહીં. તેણે વીચાર કીધો કે "બચ્ચા, જરા ધીરજ ધર—એકદમ કુવો શા સારૂં પુરેછ. ખોદા છે, વખતે એમાંથી કંઇ મી તોર નીકળી આવશે."

---

## પ્રકરણ ૪ થું.

સમાયા હય જબસે
તું આંખો મે મેરે
જીધ્ર દેખતા હું
ઉધર તુંહીં તું હય.

ગુલ! વાહાલી હસમુખી ગુલ! તું કાંહાં છે, ને શું કરેછ. તું હાથમા કાંઈ ગુહવાનું લઇને બેઠી છે ને તારા ગાલમા ખુશી ભરયા ખાડા છે. તે હમણાં ઘુરના એક સેકંડ કલાસ હોટેલમાં પોતાના ઓરડામાં એકલી બેટેલી છે. આ નાહાનુ હોટેલ ફલીએ પસંદ કીધું છે કારણ કે મોટાં જાણીતાં હોટલમાં લોકની આવણ જાવણ ઘણી એટલે ચાવા ચીવી વધુ થાય. આ હોટેલમા યુરોપીઅનો ઝાઝા આવતા નથી. અવાર નવાર યુરેશીઅનો ને ઇનજીન ડ્રાઇવરો જેવાઓથી તે ભરેલું રહે છે. જયારે કેપટન મોહીએ તે પસંદ કરયું ત્યારે ગુલી

ફસો વાંધો લીધો નહીં. ગુલનો ઓરડો નાહાનો હતો અને ઘણો સ્વચ્છ તો કેહેવાય નહીં. એક મેલી ચાદર વાળો છત્રીનો પલંગ, એક દેવદારની ટેબલ એક બે ત્રણ ખુરસીઓ સીવાય બીજુ કાંઇ હતું નહીં. અને તે છતાં ગુલાંથી હસાઇ હસાઇ જવાતું હતું. મઉમાં રેહતાં તેણીના સગા વાહાલાં સર્વે હવે ભુલાઇ ગયાં હતાં. એક ગરીબ માણસની છોકરી કાંહાં ને હમણા રીજમીટના કેપટન મોદીની ધણીઆણી કાંહાં. બચારાં માયજી શું કરતા હશે? તેવણ સીવી સાધીને પોતાનું પુરૂં કરતાં હતાં પણ પોતાની હીમતવાન છોકરીને યાદ કરતાં હશે કે?

ખરી વાત એ હતી કે ગુલાંના માતાજી તો તેણીને ચૌદ વરસની મુકીને ગુજરી ગયાં હતાં, અને આ એકલી અતુલી છોકરીને તેના કોઇ ફુઇને તાહાં મુંબાઈ આવીને રેહેવું પડયું હતું. આ દાધા બળ્યાં ફુઇ તેણીને ધસોરા ધસોરાએ ધોઇ નાંખતા હતાં. ઘરના સઘળાં વાસણ ઉજરાવે, કચરો કહડાવે, કપડાં ધોવડાવે અને ફાંટાં તુટાં કપડાં સાંધવા આપે. એવી કંગાલ સ્થીતીમાં ગુલાંએ ચાર વરસ રડી બળીને કાહાડયાં. સહવારના દસ વાગતા સુધી તે દલદેસરી કરીને એક સ્કુલમા જતી અને ત્યાંનો એ. બી. સી. કલાસ ચલાવતી તેના દર માસે રૂ. ૧૫ મલતા હતા. આ પ્રમાણે બીજું વરસ નીકળી ગયું. હવે સાંટક શું બને છે તે જુઓ. એક દીવસ એક મધરાસી કદુંબ, મી૦ હાસ્ર અને તેની મા તથા

બેહેન સ્કુલ જોવા આવ્યાં. ત્યાં વાત પરથી વાત કરતાં જીકર નીકળી કે આ મધરાસી કુટુંબ થોડા મહીના વીલાયત જનાર છે અને સાથે એક 'કમપાનીઅન' જોઇએ છે. સાટુ ગોઠવાયું અને રૂ. ૫૦ ને પગારે ગુલાંએ સાથે જવાની ખુશી દેખાડી. ઇંગલાંડ સકાટલંડ, જરમની, ઇટાલી, વગેરેમા સાથે ફરવા પછી દાસે ગુલાંના હાથની માંગણી કરી અને ગુલાંએ કુવામા કેમ ભુસકો માર્યો તે અ પણ જોઈ ગયા છૈએ. ફુઈજીને તો ખોદાયજી પાસ. આ નાથે પડેલી છોકરી પતે તો ઘેરમા કેટલો ઉજેલો ધાર. ખરી વત કેહવાનાં શરમ નથી. મી૦ દાસનો કાળો ચેહરો અને પરજાતની રીત ભાતથી ગુલાં પેહેલાં તો અકળાઇ અને મી૦ દાસની માંગણી કચવાઈ ને ના પાડી પણ ઈંગલાંડ જતાં જતા તેણીને વીચાર આવ્યો કે આવી તક જવા દેઉં તો પછી મને કોણ પાલનાર છે. કાડું રેહું ને કોણને ખાઉં તેનો મોટો અંદેસો પેદા થયો. હવે તો કાળો ને ગોરો, જાત કે પરજાત. જે મારા નસીબમાં હોય તે ખરૂં. મધરાસમાં કોણ જોવા આવવાનુ છે. આવા ખ્યાલ કરીને ગુલાંએ પોતાનો વીચાર ફેરવ્યો. પણ ઈશ્વરની ગતીને કોણ પોંચી વળે? ઈંગલાંડથી પાછું ફરતાં નસીમ જોગે કેપટન મોદી સાથ ગાંઠ પડી અને સઘળી બાજી ઉલટાઈ ગઈ.

"આહ! હવે મારૂં નામ મીસીસ ફલી મોદી, રીજમીટના ડાકટરની ધણીઆણી! ફુઇજી એ જાણશે

તારે કોણ જાણે કેમ કરશે. ખબરશે કે ઓવરણા લેગે. કોણ જાણે ભવીશયમાં શું લખેલું છે. કાંય નહીં આગળ ચાલતા મારે ફલી આગળ વધીને 'નાઇટ' થાય. હું તારે લેડી મોટી કેહવાવસ. બે ઘોડાની ગાડી વગર મને ચાલશે નહીં. મારા ધણીનો 'વેટર' સારાં બુટ સાફ કરશે અને-મને "લેડી સાબ" કરી જવાબ દેશે તારે મારા હૈયા હરખાઈ જશે. જરા મને એસકી કપડાં તો પેહેરવા દેઓ, પછી જોજોની કેવાં બધાં મારી ઉપરથી ઉઠલાઈ પુઠલાઇ જશે. ગવરનરની ઈવ-નીંગ પારટીમાં હું જવસ તારે શું મારો બપકો તે તમેજ જોશો."

ગુલાં બચારી આ મુજબ અવારનવાર પોતાના મન સાથ ખરગુજાં ખાતી હતી.

"મારો ફલા હમણા તો કામમા રોકાયલો હશે પણ હવે એક બે દાહાડામાં મને લેવા કુનુર આવશે ને મારી સાથ જનરલ એટકીન 'સેકીન' કરશે. કદાચ મને જનરલના બંગલામાં બે ત્રણ દાહાડા રહેવાની માંગણી થશે, માટી બૈયરને જુદા તો રાખે નહીં. રાતના ડીનર ટેબલ ઉપર જનરલ સાહેબની બગલમાં હાથ ઘાલી ને જવાનુ, કંઈ કચુબર તો નહીં થાય. જોઉ જરા તપાસી જોઉં."

આમ વીચાર કરી ગુલાં પોતાના ઓરડાનું બારણું બંધ કરીને ભપકામા આમ તેમ ફરીને અજમાયશ કરી જોઇ,

"આહા! આજે સાંજના મારો ફલી આવવાનો છે. અમુને પરણ્યાને ફક્ત પંદર દાહાડા થયા તેટલાંજ જાણે એ મને એવો વાહાલો લાગેછ કે જાણે ૭ વરસ થયાં હસી ખુશીથી સાથે રહયાં હોઇએ. મરેરે, મને એના વગર કેવું સુહુનું લાગેછ."

રાતના સાત વાગે મુરબી કેપટન મોદી આવી પોંચ્યા. અલબતાં કોટા કોટીનો પાર ન હતો. ગુલાં, ગમે તે કહો પણ સોવામણી તો હતી, અને હમણા તેણીને ગીલી ગીલી લાગતી હતી.

મોદી સાહેબ બોલ્યા, "મારી પ્યારી, મારા જાન, સાચ્ચું કેહ—મારા વગર તુંને સોહાવાયું કે"

"જી, તે તો તમારા જીવને પુછો. સોહાવાયું! અરે ફીટ, અકેક મીનીટ એકેક દાહાડા જેટલી લાંબી લાગી. વાંચવામા વખત કહાડયો પણ આખો દાહાડો તે કેટલુ વાંચું. પચાસ વખત દાદર આગળ જઈને કાન ઉંચા કીધા કે આ આએ તો મારાં જીગરના પગલાં."

ગુલાંને તદન એકલા નાખી ન હતી. બેંગલોર પોહોચતાં ફલીએ એક ચંચલ મુસલમાની આયાને પગારે રાખી હતી કે મેમ સાહેબની આગળની આગળ રહે. એક બીજાનો હર્ખ લગાર નરમ પડવા પછી ગુલાંએ વાત છેડી.

"ડીઅર, એ તો બે ચાર દાહાડાની વાત છે તો ઠીક છે પણ મારેથી એમ એખલું રેહવાશે નહીં. હવે

ં તાંહાં હું—કેમ ડીઅર-હવે આપરે અહીંથી
ઉટી તારા બંગલામાં જઇશુ ?”

ી બા લાંબા થઈને ઇઝીચેર ઉપર પડયા હતા
ગુલાં તેના ખોળા ઉપર બેસીને વાહાલ કરતી
ગુલાંના ઉપલા સવાલથી ફલી બા ધબકયા.

બહું ! અંહંહું ! છે તે જરા મને મારા ડીસ્ત્રી-
બરાબર ગોઠવાઈ જવા તો દે, પછી જોઈશું-ઉતાવળ
.”

ને તો ખરૂં, મારા જાન, પણ સર એટકીને મારે
શું કહયું ? તેવણે પુછયું હિ.સેની કે તું તારી
ાણીને કાંય નહીં લાયો ?”

ને ઠાંસાની જુઠી જુઠી ગુચ આવી.

ાહીં, ડીઅર, અમે તો અમારી ડયુટીની બાબ-
મેવા રોકાઈ ગયા હુતા કે હજુ કંઇ વાત થઇ
,

ા વાર ગુલાંનો દમ બંધાઈ ગયો ને ફલી ખશી-
દીસવા લાગ્યો પણ ગુલ્ર કંઈ મુગી બેશે ?

ોકરા ફલી, ખરી ખંખારીને બોલની. તું તો
ી કેહેતો હુતો કે બધી વાત જનરલ
ને સમજાવીને કેહવસ તો તેવણ રાજી થશે.
ની બેટી સાથ તુને ગોઠવી દેવાની તેવણની
પોતાની મેળે હવામાં ઉડી જશે, કાંયજે બચારી
તો અથા તથા થઇ રહેલી છે.”

ફલી શું જવાબ આપે. ખરી વાત છે કે તેણે ગુલ આગાળ એવી ડફાંસ મારી હતી. તેણે જનરલની બેટી સાથ પરણવાનું અગાઉ કબુલ કીધું હતું અને જનરલ સાહેબ તેમ કરવા રાજી હતા.

"જોની, ગુલાં ડીઅર, મને પેહલાં તો લાગું કે જનરલ ને મારી દરકાર નહીં હશે, પણ ગઈ કાલે તો જોયું કે તેવણ તો હુજુ ભુજમા રહેલા છે. તું મારી સાથે જાંહાં સુધી સ્ટીમર પર હતી, તાંહાં સુધી તો મને જનરલનો વીચાર જરાબી આવ્યો નહીં. હું શું જાણું કે આવી કચુંબર થઈ જશે?"

"કચુંબર? કચુંબર શાની? ખરેખરૂં કહી દઇએ કે હવે મારો વીચાર નથી."

"ડીઅર, તું મારાં પાસામાં ભરાઇને બેસેછ તારે હું બધું ભુલી જાઉંછ. હાલ તુરત જનરલને ખરી વાત કહેવાની મારી હીમત ચાલતી નથી."

"ઓ વાય, તારે હવે કેમ કરશે?"

"જરા ધીરજ ને સીફતનું કામ છે. તું મારી ઉપર ગુસ્સે તો નથી કેની? મારા દોસત આસનાઓમાં તું મારી વાહાલી ને દેખાડવાને તો મારો જીવ તલપી રહયો છે."

ગુલનું મોહોડું ઉતરી ગયું અને તેના ભવાંનો ચીલ્લો ચહડયો. ફલી તેને ગમે એટલી પસવારે ને ગીલી ઘાલે પણ ગુલાંના ચેહરા ઉપર દેખઈતી ઉદાસી

ડુર થઈ રહી હતી. પેલી બે ઘોડાની ગાડી ને કસબી
બદારો ને 'લેડી મોદી' થવાના ખ્યાલ ઉપર તુરત
ા તો અંધારૂં પડેલું જણાતું હતું.

ફલી ઘભરાયો "ડારલીંગ, તું એમ ના કર.
રો જીવ બળીને ખાક થઈ જાયછ. બે દાહાડા વધતા
ઓછા. એટલાંમાં શું વહી જવાનું છે. હું લાગ
પાજ કરૂંછ કે તાલ આવે ને જનરલ આગળ ખરેખરી
ા કહી દેઉં. મારા જાન, મને માફ કર, મારૂં જો
લતું હોય તો તુંને એક દાહાડોબી ઈંતેજારીમાં રાખું
હીં. હું તો ગઈ કાલેજ કેહવાનો હતો. પણ જનરલ
તાના ને પોતાની મડમના ને છોકરાંઓના એટલા
કરા રડયા કીધા કે મને વચ્ચે બોલવાની તકજ
ી નહીં. તું જો તાહાં હોતે તો જોતે કે મારી
મ કેવી સુકાઈ ગઈ હતી, પણ કાલે વાત."

"કાલે? જરૂર?" ગુલાં હવે જરા સાંત પડી.

"કાલે, નહી તો પરમ દાહડે તો જરૂર" અકલા
ા મોદી એવો કબસ આવી ગયો હતો કે શું કરવું
સુંજે નહીં. સર થામસ એટકીને જે રીતે પોતાની
ી વીશે ઈસારો કરયો હતો તે ગુલાંને હમણા કેહ
કાળનો દુકાળ આજે પડે પણ પોતાની શાદી
થઇ ચુકી છે એમ કોઈ દાહાડેબી જાહેર કીધા શીવાય
ં છુટક છે?

હવે ગુલાંની બોલવાની વારી આવી.

"પણ ડીઅર ફ્લી, જારે આપરી શાદીની વાત જનરલ સાહેબ જાણશે તારે ઘણા ગુસ્સે તો નહીં થાય? મને તેની ઘણી બીક લાગેછ?

"હું તો નહીં ધારતો. તેવણ જારે મારી ડારલીંગ ગુલાંને જોશે તારે તેવણનો બધો ખોફ ઉતરી જશે એમ હું ધારૂંછ. તેવણ સમજી જશે કે તારા જેવી મનમોહન બાનુની આગળ કોઈબી માણસ કેમ ટકી શકે."

"પણ તેવણ નહીં શીશામા ઉતરે તો પછી કેમ, ફ્લી ડીઅર?"

"પછી શું? મને મારી નોકરી છોડી દેવી પડશે ને આપરે પાછાં મુંબઈ જઇશું. મને વીચાર કરતાં લાગેછ કે એથી બીજો કોઈ સારો રસતો નથી."

ગુલાં તો આ સાંભળી ખુશ ખુશ થઈ ગઈ. મારો ફ્લી મારી આગળનો આગળ રેહશે એટલે મને બીજુ શું જોઈએ? પણ બીચારા ફ્લીના પેટમાં જીવ ન હતો.

"દીકરા ગુલાં, તુને એમ તવલાવવામાં મારો જીવ ઘણોજ ઘણોજ નાખુશ છે. આવા કંગાલ બે દાહાડા મને જેહેર કરતાંબી કડવા લાગેછ. હું કબુલ કરૂંછ કે મુંબઇમાં દરબાર વગર કે બાજી ગોઠવણ કરવા અગાઉ હું તારી સાથે પરણુયો તે મારી એક મોટી ભુલ હતી."

પણ ગુલાં તો પોતાના ધણી સાથે ઘેર માંડીને રેહવાના ખ્યાલથી એટલી તો રાજી થઇ હુતી કે બીજું બધું ઝાહાનમમાં ગયું.

"બસ, ડીઅર જાન, તું બીજી વાતજ ના કર, તેં મને આજે સાતમે આસમાને મોકલી."

મોટી કાકાબી આ ખોલાસાથી ગેં ગેં ટેં ટેં થઈ ગયા અને માટી બૈયર એક બીજા ઉપર વાહાલ કરવા મંડી ગયાં.

આહ! ફલી ફલી, ગઇ રાતે તો તારી મુશ્કેલીઓથી મુંઝાઇ ને રડવા જેવો થઇ ગયો હતો. તેં જરા ઉતાવળ કીધી ખરી, જો જરા થોભ્યો હતે તો—અરે પણ ગુલાંના પ્યાર આગળ કેમ થોભાય. યા ખોદા, બધાને રાજી તે કેમ રખાય.

પણ એણીમેર ગુલાંતો ધરી ધરાય નહીં. તે તો પોતાના ધણી ઉપરથી ઉથલાઈ પુથલાઈ જાય, તેનું માથું પસવારે ને ગીલી ધાલે, ને ન જોઈતો વીહીસકી સોડા લાવીને આગળ ધરે.

"પીટી, ડીઅર ફલી, મારી પાસે આએ એકજ સાડી છે, નહીં તો આજે હું બની થણી ને તારી ચાકરીમં હાજર રેહતે. તું એવો ઉતાવળમાં પડયો કે મારો સામાણુબી કોણુ જાણે ક્યાંહાં ચાલી ગીઓ. તેમા કેવી એસકી એસકી સાડીઓ હતી."

"છટ-પેલા કંગાલ મધરાસીના પૈસાથી ખરીદેલી કંઈબી ચીજ હું પેહેરવા દેતે નહીં. ફકર ના કર, હું તુંને બીજી અપાવશ."

"પણ મારી સાડીઓ હવે પેલાને—પેલાને શું કામ લાગવાની છે?"

"કુવામાં નાખ, તેને ને તારા સામાણને-હું શું કંઈ મુવો પડયોછ કે? બસ, વાહાલી, તુ મને કબુલાત આપ કે પેલા મુજીની વાત ફરીથી મારી આગળ નહીં કરશે—તેનું નામ સાંભળતા મને ધધરીને તાપ ચહુ-ડેછ. તેં તારી પ્રોમીસ કાગળ લખીને ખેંચી લીધીછ. એટલે આપરે મનથી તે મુઓ. ચાલ, હવે ચાહા મંગાવ."

ખરી વાત એ છે કે ફ્લીને ઉપલા મધરાસીને નામે અભરામજી આવતા હતા. પોતાની મીઠી માસુકને પોતા શીવાય બીજો કોઇ આંગળીબી લગાડે તો ફ્લી પોતાનો જીવ પછાડી નાખે એવો મામલો હતો. પણ તેના જીવને સધીઆરો હતો કે મધરાસીના જવા પછીજ ગુલાંએ કાગળ મારફત તેની માગણી સ્વીકારી હતી, એટલે એ બે જણ વચ્ચે કોઈબી મોહોબતના ચાળા તો બન્યા હોયજ નહીં. એક કાળો કછારો મધરાસી એક પારસણ સાથ પરણવાની શેખી કરે એ ખ્યાલ થીજ ફ્લીને કમકમાટ લાગતો હતો. ફ્લી માત્ર એટ-લુંજ ભુલી ગયલો હતો કે આ બધાંમાં ને મધરાસીને મોટો ગેરઈનસાફ કરયો હતો.

---

## પ્રકરણ—૬ ઠું.

કીસ કદર જો મય કરૂં
બેઠી બડાઇ તેરી.
અકળ હય હેરાન
સફાઇ દેખ તેરી.
કયા કરૂં, કીસસે કહું
કીસ તરેહ કરૂં આશા
સખ્ત મુશકીલ હય
મેરે હુકમે જુદાઇ તેરી.

પણ હવે પાછું આપણે ઉટીના મામલા તરફ નજર ફેરીએ. સરજીઅન જનરલ સર થામસ એટકીનનો બંગલો ઉટી જીમખાનાની નજીકમાં આવેલો હતો. જે કોઈ ઉટી જઈ આવ્યા હશે તેઓ સારી રવેશે જાણતા હશે કે આ જગા કેવી સ્વચ્છ અને રળીઆમણી છે. સાહેબના મોટા કમપાઉન્ડમા એક નાહાનો બંગલો હતો તે આપણા મીત્ર કેપટન મોદીના વપરાસમાં હતો. કેપટન મોદી સરજીયાન જનરલનો આસીસટંટ હતો ખરો પણ મોટા બંગલાની ધામધુમ, ડીનર પારટી, નાચ પારટી વગેરેની મેનીજમેંટ બધી તેને માથે પડેલી હતી. દરવાજા ઉપર કસબી ડ્રેસવાળા બે ચપરાસી હંમેશ ખડા રેહતા હતા અને જ્યારેબી કેપટન સાહેબ ત્યાંથી પસાર થાય ત્યારે મીલીટરી સલામ આપવાનો રવયો હતો. જ્યારેબી પારટા પારટી હોય, ત્યારે પરોણાઓને આવકાર

આપવાનું કામ કેપટન ફલીને માથે ચોટયું હતું. પણ અફસોસ છે કે આ સઘળો વાર બચારી ગુલાં કુનુરમાં એકલી આશાવંત જુકતી હતી અને નાશીપાસીના ડચકાં ખાતી હતી. તેનો અવતાર નહીં ઘેરના કે નહીં ઘાટના કુત્રાની મીસાલ હતો.

ફલીએ તો એકથી બે વાર વીચાર કીધો કે એકુ બે દાહાડામા જે તે ખોલાસો જનરલ સાહેબ આગળ કરી દેવો, પણ સાહેબને તાંહાં મોટી ડાન્સ પારટી હતી એટલે તેની તૈયારીમા કસું કરવાનો દાવ આવ્યો નહીં.

તે ઘણીવાર વીચાર કરે કે આમનુ આમ કોઇ કાલે ચાલે નહીં. તે લોક જુદાં પડી રેહ એમતો બને નહીં. તે પોતાની શાદી કાંહા સુધી છુપી રાખે. પોતે અવારનવાર પોતાના ઘોડા ઉપર કુનુર જાય પણ તેને જયારે આવતો જોઇને આસપાસના લોક વાજબીની રાહે ચાવાચીવી કરે. જો પોતાની શાદી જાહેર કરે તો જનરલ સાહેબ અત્યંત ખફા થાય અને ફલીને પોતાની નોકરી છોડવી પડે, ને તેમ થાય તો ખાય કોણને? અભાગ્યા ફલીએ રીજમીટમાં અને સરકારી મંડળીમાં નામ રાખવા સારૂં ઘોડા, પોલો પોની વગેરેનો ભારે ખરચ રાખ્યો હતો અને તેને માથે મોટું કરજ હતું. તેમા તેનાં પગારનો સારો ભાગ ઘસડાઇ જતો હતો. વળી સહુથી મોટી મુશ્કેલી તો એ હતી કે વાયોલેટ ઉટી આવશે ત્યારે બંગલામાં કેમ રેહવાશે.

ખોદા છે—કાંઈબી રસતો આવવાનો તો ખરો—પણ તે હવે જલદી આવવો જોઈશે. સરકારી બીજી ચાકરી મળવાની હવે આશા નં હતી.

તે દાહાડે રાતના મોટી ડીનર પાર્ટી હતી અને ત્યાર પછી દાનસીંગ ચાલવાનું હતું. ફલીએ સઘળી ગોઠવણ કરી હતી. છેક સાત વાગતે લેડી એટકીન કાંસતાં કરાંઝતાં જમવાના ઓરડામાં આવ્યાં અને—અં—હું—બધું ઠીક છે કરીને પાંચ મીનીટમાં ચાલતાં થયાં.

ડ્રાઈંગ રૂમમાં જનરલ અને ફલી વાતે બેઠાં હતા નેવામાં બેટો રસલ દાખલ થયો. ઉમર વરસ અગીઆર!

સર થામસ ખભરીને બોલ્યા. "કેમ મોહી, તુંને શું લાગેછ? રસલ આસતે આસતે લેવાતો જાયછ કેની?"

લેડી એટકીન છછણી ઉઠયાં "લેવાતોબી નથી ને બેવાતોબી નથી. મારી રીત પ્રમાણે ચાલેછ તેમા તો એવો રહયોછ. બીજાની સુઝે ચાલતે તો એનાબી હાલ બાબીના જેવા થતે. ડાકટરો! નાનસનસ, જુવો મારા કહયા પ્રમાણે હકીમ સાહેબનો પાખ ખાયછ તેથી કેવો મજાનો ચાલેછ."

જનરલ સાહેબ દરવાજા તરફ મોહોડું ફેરવીને બબડીઆ "જાહાનમમાં ગયું આએ હકીમ. રસલને હવે સ્કુલમાં મોકલવાનો સમો આયોછ તારે એને આએ રીતે બગાડીને

અત્રે માટી બૈયર વચે થોડોક વાર ઘુરકા ઘુરકી ચાલી. સારૂં થયું કે એટલામાં બટલર ટપાલના કાગળો લઈ આવ્યો.

" ઓહો—મોહી, વાયોલેટનુ તારે નામનુ કાગળ છે."

ફલીએ કાગળ તો લીધું પણ તેના હાથ ધ્રુજતા હતા.

" મને લાગેછ કે એ સારી પેઠે હોશે અને ચાર પાંચ દાહાડામાં હવે આવી પુગશે. ફલી, હું તુંને મુબારક બાદી આપુંછ. તું હવે બંગલામાંથી ખસવાનો નથી."

એ ચાર દાહાડામાં ! મારીઆ ઠાર. કેપટન સાહેબે કાગળ એમ તેમ ફેરવ્યું પણ સગળાંના દેખતા ખીસાંમાં તો ચંપાય નહીં એટલે ઉખેડયું. વાયોલેટ બેંગલોરમાં એટલી બીક હતી કે તેઓ વચે કાગળ પત્રોનો ઝાઝો વેહવાર ચાલતો ન હતો. પણ સબર કરો—વાયોલેટ શું લખે છે તે વાંચીએ.

**મારા વાહાલા મોહી**—હું તદન સારી કાની તો નહીં પણ જરા ઠીક છેઉં. ઓ ! તુંને જોવાને કેવો મારો જીવ તલપી રહયોછ. હું ઉટી આવ્યા પછી જો ડાકટર રજા આપશે તો આપરે કેવા એખલાં એખલાં ફરવા જઇશું. બને તો મારે સારૂ એક રીકશા પહદી રાખજે., મારા જાન, તુંને હું જોવસ ને તારી સાથે ફરીને ભવીશયની ગુસ સુજ કરશું તારે હું જલદી તટાર થઇ જવશ. જેવી હું તુંને મળવાને નાચી કુદી રહીછ, તેવોજ અધીરો તુંબી હશે. એમ મને ઘણીવાર સ્વપ-

નામાંબી આવ્યું. સુખી રેહજે, તારી માનીતી વાયોલેટ ને સદા યાદ રાખજે. તારી સદાની વાહાલી—**વાયોલેટ.**

વાંચનાર સેહેજમા પામી જશે કે રૂકો વાંચવા પછી કુલ્લીના પેટમા શું થતું હશે. તેણે મુગે મોહાડે કાગળ પોતાના ખીસામાં દાબયું. તેનો ચેહેરો ફીકકો ફચ પડી ગયો હતો, પણ તે પર કોઈનુ ધયાન ગયું નહીં| કારણ કે જનરલ સાહેબ તો બેંગલોરના ડાકટરનો રીપોર્ટ વાંચતાં હતા. ધણીઆણી બોલ્યાં:–

"અંહ ! શું લખેછ તે ધસીને બોલોની. દાઢમાં ઘાલીને વગોળ્યા શું કરોછ."

જનરલ બોલ્યા "ઘણો સારો રીપોર્ટ નથી. વાયોલેટ ચાર દાહાડા પછી ઉપડશે એમ લખેછ પણ હજુ નબલાઈ ઘણી છે. જો નીકલાઈ નહીં શકાય એવું હશે તો ડાકટર હેમંડ તાર કરશે."

સર થામસે ડાકટરનું કાગળ પોતાના પત્ની આંગળ ધરયું પણ તેવણે તેને આંગળી લગાડી નહીં.

"મુવા તમારા ડાકટરો! મને મારી રીત પ્રમાણે છોકરોની સારવાર કરવા દીધી હતે તો વાત એટલી વધી જતે નહીં. એ તમારી છોકરી છે તો શું થયું. મા તરીકે મારોબી હક છે. હકીમજી તે દાહાડે કેહતા હતા કે જો મારો પાખ ખવાડતે તો હું છોકરીને આઠ દાહાડામાં ઉભી કરતે."

બચારા ભોલા ભાલા જનરલ શું બોલે. બઇરી આગળ તેવણનું કાંઈ ચાલતુ ન હતું. માહા મુશકેલે, મોટી મારામારી વચ્ચે તેવણે વાયોલેટને બેંગલોર ખાતે એક હુશીયાર ઈંગ્રેજ ડાકટરના સ્વાધીનમાં મોકલી હતી. જયારેબી વાયોલેટની વાત નીકળે ત્યારે આ જોડું લડી વઢીને કટકા ભુકલા થતું હતું તે એટલાં સુધી સઘળાં નોકરો ચાકરો મુછમાં હસતા હતા.

લેડી એટકીન તો પોતાના સઘળાં ઓળખીતાં પારખીતાં આગળ ફર્યાદ કરતાં હતાં કે જો મારી દીકરીને મારી સમજ પ્રમાણે કરવા દીધું હતે તો આજે તો કેવી ઘોડા જેવી હોતે પણ એનો બાપજ દાધા બળ્યો એટલે હું શું કરૂં. જનરલ પોતાના ખાસ મીત્રો આગળ દીલ ખાલી કરતા કે જો હું નબલાઇ દેખાડીને એની માના હાથમાં સોંપી હતે તો કેયારનું મારૂં બચ્ચું ખરાબી પામતે.

સર થામસ ફ્રેડીને ઉઠીને ચાલી ગયા પછી મેમ સાહેબે ફલી આગળ પોતાનો ઉભરો ખાલી કીધો.

"જો મોદી, તું જોયછ તો ખરો કે સર થામસ કેવા બોહોસીલા છે. એવણ મારૂં માને તેમ નથી. પણ તારા ઉપર ઘણો વીશ્વાસ છે. તે તું એવણને કંઈબી કરીને શીશામાં ઉતાર કે વાયોલેટ આવે તારે મારા હકીમને બોલાવવા દે. વાયોલેટને તું કંઈ જુદાં છેઓ? તારોબી બોલવાનો હક છે."

ફલી આએ હકીમના નાનસનસને અંતકરણથી ધીકારતો હતો પણ હમણા વચમાં કેમ બોલાય. તે દયામણુ મોહ કરીને બેસી રહયો.

"મોદ્દી, તારૂંબી મોહોડું ઉતરી ગયુંછ—જો મારૂં માને તો તુંબી આએ હુશીયાર હકીમની દવા કર. વાત કરતાં ઘોડા જેવો થશે. જોની, આએબી એક જાતનો જુલમ છે. મેં માંગયું કે બેંગલોર જઇને ચાર દાહાડા વાયોલેટ આગળ રેહું ને મારી સાથે એને લઈ આઉં તો જનરલે સાફ ના પાડી. હું કેવી એવણનું સમજુ ધણીઆણી છેઉં પણ મને એવણ ગણતાજ નથી. મને લાગેછ કે વાયોલેટને લઈ આવવા તુંને બેંગલોર જવું પડશે."

બાપરે ! આવી ધાડ.

## પ્રકરણ—૭ મું.

કાયસે તુ બેકરાર હય યાર
 ક્યા તુજે આઝાર હય.
કુછ તો કેહે મુજે ભલા
 કાયસે તું બેઝાર હય.
ફીરતી હય તેરી નીગાહ
 દેખતે તુ કીસીકી રાહ.
મુજકો તું બતલા દે ભલા
 કોણ તેરા દીલદાર હય.

કમભાગ્યગનો આફ્લો વીકલો કેપટન મોફ્રી-તેનું ચેક ધ્યાનતો દર મીનીટે મીનીટ કુનુરમાં ભરાયલું હતું પણ લાચાર, શું કરે.

રોજ ઉઠીને સર થામસને તાંહાં ડીનર, કે બોલ કે ટેનીશ પાર્ટી, કે બ્રીડજ પાર્ટી તો હોય ને હોય, ને કારભાર બધો કેપટન સાહેબના હાથમાં એટલે વટી જવાયબી કેમ. ખોદાને ત્યાંનો ઇનસાફ ન્યારો છે. હવે જરા જરા ગુલોની યાદ વીસરાવા માંડી હતી એબી વાત ખરી. જ્યારે પોતાના ઓરડામાં એકલો પડતો ત્યારે તેને ભાન આવતું કે જેમ દાહાડા જાયછ તેમ વાત વધારે મુશકેલ થતી જતી હુતી. જ્યારે ખરૂં નરૂં કરવાનું ટાંટક આવશે. ત્યારે સઘળાંને શું જવાબ દેશે. એમ હતું તો અમને અંધારામાં રાખ્યાં શું કામ એમ જનરલનું આખું કુટુંબ ને દોસ્ત આસનાઓ તાણા મારશે તેને કેમ જવાબ આપશે.

ભલા આદમીએ પેહલાંથીજ એની ગણત્રી નહી કીધી. પોતાની અટક મોધમમાંજ રાખીને ફકત સાદા ફરામજી દોરાબજી ને નામે શાદી કીધી હતે તો કંઇબી કામ લાગતે. તોબાહ! તોબાહ આ સેહેલો માર્ગ તેને પેહલાંથીજ નહીં સુઝયો તેના બળાપાએ ફ્લીનુ ધક ચરી ગયું.

વળી તેને વીચાર આવ્યો કે હવે તો થોભવા સીવાય બીજો ઈલાજ નથી. કદાચ વાયોલેટની નાકૈવતી વધે ને તેને તુરત ઉઠી લાવી ન શકાય. એમ કાંય નહી બને કે તેણીનો ડાકટર તેણીને બારોબારથી વીલાયત મોકલી દેવાની સલાહ આપે. કાંય નહીં તેણીની નબળી તબાયત સફર દરમ્યાન વધુ બગડીને કંઈ નવું જુનુ થાય!

વળી બીજા સમાચાર મોહોકાનથી ભારોભાર હતા. વાયોલેટને ઉઠી લાવવા સારૂં પેહલાં જનરલનો વીચાર ફ્લીને બેંગલોર મોકલવાનો હતો પણ હવે તે વીચાર ફરી ગયો અને પોતાની દીકરીને લાવવા જનરલ પોતે તૈયાર થયા. રખે ફ્લીના મનમાં ઓછું આવે તેની બીકથી જનરલે ફ્લીને અટટમ પટટમ સમજાવવા માંડયો પણ મોટા સાહેબને થોડીજ ખબર હતી કે તેથી ઉલટું આ ખબરથી ફ્લીના પેટમાં જરા જીવ આવ્યો હતો. સર થામસ જાય તો સાથે લેડી થામસબી જરૂર જસડાવાની ને ત્યાં આ અભાગણી મડમ વળી પાછી હકીમની માથાકુટ કરે તો વાયોલેટની તબીયત ઉપર સુધારો તો કયાંથી થાય.

ત્યારે જનરલ સાહેબ પોતે જવાના એ તો નક્કી થયું. વળી તેવણ ઘડી ઘડી બોલ્યા કરે કે બસ મારૂં ચાલે તો છોકરીને એની માતાની સાથે બારોબાર વેલાત ચહડાવી દેવી.

આમ બને તો ફલીનો બેહુરો પાર. કળ હુય ઓર અલાહ હુય ! બધી વાતનો છેડો આવી જાય.

તેણે વીચાર કરયો કે વાયોલેટ એની મા સાથ વેલાત ઉપડી જાય તો પોતાની નોકરીનુ રાજીનામુ આપવું અને પછી મુંબાઇ જઇને પોતાના લગાણ ઉટી વાળાંઓને જાહેર કરવાં. પણ તુરત વેળા રાજી-નામુ અપાય તેમ હતું નહીં. રાજીનામુ આપ્યા પછી ત્રણ મહીના સુધી તો પોતાની ડયુટી પરથી ખસાય નહીં એવો બંદોબસ્ત હતો તેટલાં તો રાજીનામુ આપે તો ઉટીમા નકામી પુછપરછ માટે હોહા થાય.

પણ ત્યારે ગુલાંનુ કેમ. દાહાડાના દાહાડા સુધી ગુલાંને મલાય નહીં એતો એક જાતની મુસીબત અને ગેર-ઈનસાફ હતો. તેણે આ બાબે ઘણા જાત જાતના વીચાર કર્યા. વળી જયારે ગુલાંને મલાય ત્યારે તે વળી પાછી ખતી ખતીને સવાલ પુછે તેનો શો જવાબ આપવો?

પણ શેઆની ગુલાંએ તો હવે પુછવાનુબી માડી વાલ્યું અને જરા શકની નજરથી ફલી ગમ જોયા કીધું જેથી ફલીનુ તો મોહોત થઇ જતું હતું. તે હવે વીચારવા લાગ્યો કે આ ઉતાવળી શાદી કરવામાં તેણે

મોટી ભુલ કરી હતી. એણીમેર ગુલાંબી એમજ ધારતી હતી પણ મોહોડેથી બોલતી ન હતી—મોહોડું ગમે એટલું બંધ રાખે પણ તેણીના આંખના ચમકારા સાફ કહી આપતા હતા કે તેના મનમાં શું થાય છે.

અરે, પ્રીય વાંચનાર, વીચાર કર કે, આ વાર ગુલાંની હાલત શી હશે ? નહીં સીવવાનુ મલે કે ભરવા ગુંઠવાનુ આવડે. જરા એકલી બાહાર ચાલતી લટાર મારવા નીકલે તારે લોક ટીકી ટીકીને જોય કે વળી આ બાઈ કોણ છે. હોટેલના લોક તેણીને "બાઇસાબ" કહીને માત્ર ઓળખે. એક હાહાડે કનુર કલબ ને હુસતક પોલોની સરત હતી તેમા સામેલ થવા ફલી આવ્યો હતો. પણ ગુલાંને જોઇને અખાડા કરીને નાહાસતો ફરે. ગુલાંબી આ સરત જોવા ગઈ હતી પણ લોકના દેખતા આ બે જન જાણે ઓળખતાં ન હોય તેમ વરત્યા વગર છુટકો ન હતો.

પણ સાબાસ છે ગુલાં તારી ધીરજને. પોતાના ધણીની મતલબ સમજી નઈ તે પોતે દુરની દુર રહે. ફલી અછો પોલો પ્લેઅર હતો અને તે જયારે પોતાનાં પોની ઉપર ચાર પગે જાય ત્યારે ગુલાંના હઈયાં હરખાઇ જતાં હતાં. જયારે સરતમાંથી ફલી પાછો હોટેલમાં આવે ત્યારે આ જોડું એક બીજાને એવા પ્યારથી વળગે કે જાણે તેઓને છોડવવાં કોઈ કાલે બને નહીં. ફલી જયારે પોતાના લશકરી યુનીફોરમમાં દેખાય ત્યારે તે એવો હેંડસમ, એવો કદાવર દેખાય કે ગુલાંથી

પોતાનો હરખ છુપાવી શકાય નહીં. આવી વખતે ફલી તેને એવી પટાવે ને મોહોબત દેખાડે કે ભલી ગુલ બધું વીસરી જાય. તે એમજ સમજે કે ફલી મારો છે એટલે બીજા બધા વીચાર કરવાનું ફોકટ છે.

આપરા ફ્રેંડ ફલી કેપટનના મીજાજના ઢંગ ધડા ન હતાં. કોઈવાર હસતાં ને મસતી મઝાકમાં આવે તો ઘરીઓ ઘરાય નહીં ને તે વખતે ગુલાં તેની ઉપરથી મરી મરી જાય—પણ જ્યારે ફલીબાની દાળ બળી ગયલી હોય ત્યારે તે માત્ર રડવાનુજ બાકી રાખે. આપરે ફલીની મુશકેલી ઉપર 'પીટી' કરયે છીએ. તેણે હજી સુધી કાંઇ ગુનાહનું કામ કીધું નથી પણ તે છતાં તેણે જે ઉતાવલ્યું પગલું ભરયું હતું તેની યાદ આવે ત્યારે તે મુંઝાઈ જતો હતો.

ત્યારે શું કેપટન ફલીએ પોતાની કબસ હાલત આજ સુધી ગુલાંને જણાવીજ નહીં? મુંબઇથી ઉટી આવ્યાને આજે પંદર દહાડા થયા તોએ વાત છુપી રાખી? હા, તેમજ હતું પણ આજે ફલી ઘણોજ ગમગીન હતો તે જોઇ ગુલાંએ તેને ઘણી રીતે પટાવ્યો ને હીંમત આપી એટલે ફલીથી ખરી વાત કેહવાઇ ગઈ આએ ન ધારેલી મુશકેલી સાંભલી ગુલાં પેહલાં તો હરણફાર થઈ ગઈ અને તેને પાછો સધીઆરો આપી હુસીયાર કરવામાં ફલીનો આખો દાહાડો નીકળી ગયો.

આ વાર શું નાટક ચાલી રહયો હતો તેનું થોડુંક બ્યાન આપીશ તો વાંચવા જોગ થઈ પડશે એમ હું ધારૂં છું.



કોઈ દહાડે નહીં ને આજે રૂમાલ કાહાડીને આંખો લુછવા માંડી.

સફો – ૪૯.

એમ બનયું કે કેપટન મોદી એક બપોરના પોતાના ઘોડા ઉપર ફુનુર આવી લાગયો અને કોઇ દાહાડે નહીં ને આજે રૂમાલ કાહાડીને આંખો લુછવા માંડી. ચતુર ગુલાં તુરત ચેતી ગઇ કે કાંઇ આસાધારણ પંચાત છે. તેણીએ ઘણા વાહાલથી પોતાના પતીને પટાવ્યો, વાહાયો, કોટી કીધી પણ ફલીના ડચકાં ઉલટાં વધતાં ગયાં.

ગુલાં બોલી "પણ એટલું બધું શું છે? તું લશકરી અમલદારને વળી ડાકટર થઈને એમ જરા જેટલી મુશકેલીથી હારી ખાયછ? હરવાયો તું. હજુ સાબાશ છે મને કે આજે પંદર દાહાડા થયા મને એકલી નાખી મુકીછ, તોબી હું એક બોલ બોલી નહીં."

"ઓ મારી ડારલીંગ, એમ ના બોલ. મારેથી ખમાતું નથી. આવી રીતે તુને જનાનખાનાની બીબીની પેઠે કાંહાં સુધી ચાંપી રાખું. હવે તો કોઈબી રીતે ખરૂં નરૂં થવું જોઇશે."

આ પછી ફલીએ પોતે જનરલ એટકીનની બેટી વાયોલેટ સાથ પરણવાની કબુલાત આપી હતી તે આંખે રૂમાલ દાબીને કહી સંભળાવી.

"મારા જાન, મેં તુંને આવડી કઢંગી હાલતમાં લાવી રાખી એટલે હવે શું કરવું તે મને સુઝતું નહીં."

તેને રડતો જોઇ ગુલાં તેને વળગી પડી. અને ઘણોબી પટાવ્યો પણ તે એકનો બે થાય નહીં. બચારી

ગુલાંના ડીલમાં જુની સાડી હતી, પણ તે છતાં તે ઘણી ખુબસુરત લાગતી હતી.

"બોલ, બોલ, મારા વાહાલા, બધું કહી દે. જાંહં સુધી તું વફાદાર રેહશે તાંહાં સુધી મને બીજી ચીજની નચાકડી ભારબી દરકાર નથી."

ફૂલીએ હ્યામણું મોહ કરીને હવે જબાં ખોલી.

"પણ મારી વાહાલી, હું તો ગરીબ માણસ છું."

"ગરીબ! ગરીબ સા વડે થયો? તું તો મારી ઠેકડી કરેછ. જે માણસ પાસ ત્રણ ત્રણ પોલો પોની ને સવારીનો ઘોડો હોય તે ગરીબ કહેવાય કે. મને લાગેછ કે ખરી ગરીબી કેવી હોય તે તું સમજતોજ નથી."

"અરે—પણ—હું મીલીટરી ઓફીસર એટલે મને પોલોમાં સામેલ થવા વગર ચાલે નહીં. ત્યારે શું વટુઓ ભાડેના લાઉં?"

"ગરીબ છે ત્યારે આએ મોઘાંડાટ એસકી કપડાં છેક મુંબાઇ વેરથી બેડેમ પાર્ફલ ને તાંહાંથી મંગાવેછ. તેના પૈસા કાંહાંથી લાવેછ."

"અરે પણ છોકરી, તારે શું હું ચોંઈ દરજી પાસે સીવાડેલાં કોટ પાટલુન પેહેરૂં. તું કેહેછ તે ખરી વાત પણ મનેબી મારૂં 'પોઝીશન' રાખવું જોઈએ કે ની?"

"અરે હારે, તે બધું હું સમજુંછ પણ ખરી ગરીબી કેવી છે તેનો તુંને ખ્યાલ નથી. મારા વાહાલા કેપ-ટન સાહેબ" ગુલાંએ હસીને ઠકોર કીધી.

"વારૂં, જેમ તમારી મરજી"

"બેઅદબી માફ છે, વાહાલા ફ્લી, પણ ગરીબ માણ-સને ત્રણ પોલો પોની ને સવારીનો ઘોડાબી રાખવો જોઇએ તે તો મેં આજે જાણ્યું."

"તુંને ઠકોર સુજ પડેછ પણ ઉટી ને કુનર વચ્ચે પોલોની મેચ છે, ને તાંહથી મને તારી તરફના આફ્રી-સરો છટક્વા દે તેમ નથી. મેચ પછી હું મારાં પોનીઓ વેચવાની જાહેર ખબર મધરાસ ટાઇમિસમાં આપશ ને મનેલાગેછ કે તેનો બેવડો ભાવ આવશે."

ગુલાં જરાવાર મુંગી રહી પણ આખરે તેનો જીવ પોતાના દીલની વરાળ કહાડયા વગર રહ્યો નહીં.

"જો ડીઅર, એકવાતની સો વાત. તું મને તારાં દીલની મુઝવન ખરેખરી જણાવે તો મને સધીઆરો મળે."

જરા વાર વીચાર કરી ફ્લીએ પોતાની પ્રીયાને પાંસામાં લઈ જવાબ દીધો.

"જોની, મારા જાન, તારા જેવી પરીને મારી મોહોરદાર કીધા અગાઉ હું પૈસાની ટચાકરી ભાર દરકાર કરતો નહીં હતો. મને દર માસે રૂ. ૫૦૦ મળેછ તેમાંથી હું પેલા અબજપતી રાથસચાઈલ્ડ

કાની રેહતો હતો, પણ મારા સોબતી આફીસરો ખાણી પીણી કરે, સરતમાં જુગાર રમે ને બ્રીડજમાં સો કમાય ને દોહોડસો ઉડાડે તે રીતે તેની સુજે હુંબી તેમ કરવા શીખ્યો. આશતે આસતે ફક્લુસ માફીસ થવા લાગ્યા પણ મેં જાણ્યું કે બધા આફીસરો પઈસા ઉડાવે ને હું એક મારવાડીની કાની બેસીને દોહોડયાં ગણ્યા કરૂં કે? તોબી મેં દરકાર કીધી નહીં કાંયજે હું સમજ્યો કે હું વાયોલેટ સાથ પરણવાનો હતો અને એના બાપ પાસે ખુબ પઈસા છે.”

“સાબાશ! પછી–પછી?” ગુલાંએ ટકોરમાં પુછયું.

“પછી પછવાડું ને આગળ અગવાડું. જ્યારે તદન ખાલી થઈ ગયો ત્યારે જરા તરા કરજ કરવા માંડયું. ઘણીજ તાણા તાણ પડવા માંડી ત્યારે નસીબે કે કમનસીબે સર થામસ એટકીનની બદલી કલકતાથી અત્રે થઇ અને તેવણે પોતાના આસીસટંટ દાખલ મને સાથે લઇ જવાની માંગણી કીધી. હવે તું સમજી કેની? હવે એકદમ મારૂં રાજીનામું આપીને અહીંથી સટકી જાઉં તો કેવું ખરાબ લાગે.”

“હું બરાબર સમજી પણ હું પુછું કે તે વાયોલેટ ફાયોલેટ કોણ મુઈછ? તેની સાથ પરણવાની કબુલાત આપીછ તો હવે તેમ તો કોઈ કાલે બને નહીં–તારે હવે તેને ખરી વાત કેહીને છુટકી જાની. તું ભરમમાં બેશી રેહ ને હું બંદીવાનની કાની વાટ જોયા કરૂં કે?”

"નહીંજ તો, પણ તું શું એમ ધારેછ કે આ મામલાથી મારો જીવ ચીંતામાં નથી? તું મારી સમજુ દીકરી છે ને મારી મુશકેલી સેજમાં સમજી શકશે. સઉથી દેખઇતો માર્ગ એજ છે કે આપરે જરા ધીરજ રાખવી. મને લાગેછ—મારી ઘણી ખાત્રી છે કે વાયોલેટ પાધરી મુંબઈ જઈને પછી વેલાત ઉપડી જશે. સર થામસ એમ બે ચાર વાર બોલી રહ્યા. તેમ જો થાય ફેની, ડીઅર, તો બધી ભાંજગારનો છેડો આવી જાય. તું જાણેછ તો ખરી કે વાયોલેટનો એક પગ અહીં ને એક પગ ઘેરમાં છે. એ અહીં આવે તોબી એના 'સીક' રૂમમાં કોઈને જવા દેશે નહીં, મેં આએ બાબદ ઉપર ઘણો વીચાર કીધો ને મને એકજ વાત સુજ પડેછ કે આપરે બેહુએ ધીરજ રાખવામાં ફાયદો છે. હું જાણુંછ મારા જાન, કે તુંને એ ભારી લાગેછ, પણ તેમ હુંબી નચીંતે સુતો નથી?"

"પણ ભલાં માણુસ, આએ બધું મને અગાઉથી કાંય નહીં કહ્યું?"

"તેમા શું ફાયદો થતે? શું તેથી આપણા લગાણ અટકવાના હતાં? મારૂં માન, બધું બરાબર થશે—જરા ધીરજ રાખવાની જરૂર છે."

ગુલાં તો ડઘાઈને બેશી રહી. પણ ફ્લીના મનમા એમ કે પોતાની સમજુ પ્રીયા હવે ઠેકાણે આવી છે.

•વાયોલેટને બેંગલોર કેમ કાગળ લખવો તેના અંદેસામાં કેપટન ફ્લીએ પોતાની મુછના બાલ ટુપવા માડયા ને ગુલાં મુંગી મંતર થઇને બેશી રહી.

ગરીબ બચારી ગુલાં!

## પ્રકરણ ૮ મું.

જાઓ જી જાઓ
  કીસ નાદાન કો ફુસલાને આયે
કીસકો બહેકાને આયે.
  કોનકો બેહલાને આયે.
પુરે નાદાન તુમ હમકો
  નાદાની બતલાને આયે.

(ગોપીચંદ)

ઇંગ્રેજોના નાકમાં, તેમા ખાસ કરી ઇંગ્રેજ મડમોના નાકમા દેશીઓ વીશે કેટલી ગંધ છે તેથી કોઈ અજાણ્યું નથી. એક સાંજરે સરજીઅન જનરલ સર થામસ એટકીન અને તેની બાનુએ ટી પાર્ટી આપી તેમાં ફરજીઆત કેટલાક દેશી રાજાઓ અને ઉટીના શેઠ સાહેબો અને વેપારીઓનેબી નોતરયા હતા. આ વાર મામલો કેમ ચાલ્યો તેનું હું જાતી અનુભવથી વર્ણન કરવા માગું છું.

એક ઈંગ્રેજ બાનુ, હતી તો મારા જેવી મઘરડો પણ બીજી સહીને છણુકો કરીને બોલી "હું, ઇંગ્રેજ લેડીઓની મીજલસમા આએ કાળા લોકને બોલાવવાના છે એમ જાણતે તો હું આવતેજ નહી."

બીજીએ જવાબ દીધો "પણ એમ કીધા સીવાય સર થામસને ચાલે નહીં. વરસમા એક વાર આ પીડા તો છેજ તો. કેહજે એમ કીધાથી આપણા અને કાળા લોક વચ્ચે બાબસતા વધેછ."

ત્રીજીએ વચ્ચે પુરયું "નોનસેનસ, એમા શું ફાયદો થાયછ? તમારો સાહેબ આએ કાળા મસોટા જેવા જાડા પાડાઓ (મધરાસીઓ) ની વચમા પછાડા મારેછ. પણ પોતાનું ડાચું કેવું કડવું કરેછ તે જોની."

આવી રીતના ટીકા ચાલી રહ્યા હતા. ઉંચ ચણના દેશીઓ એક ગમ ઢગલો થઈને ઉભા રેહતા. લાલને લીલા સોનેરી ઝાંઝરવાળા ડગલા ને ગળામાં હીરાના હાર અને કાળા ચેહરા સાથ અલબત તેઓ ઓરબી ચીનાઈ વાંદરા જેવા લાગતા હતા. બાકીના બધા ઇંગ્રેજો ત્રીજી ગમ અલગના અલગ રહેતા અને મડમો તો નાકના ટીચકાં ચહડાવતી હતી.

વળી પાછી બે ઇંગ્રેજ બાનુઓ જેઓને "દેશી" ઓને નામે ભારી સુગ હતી, તેઓ એક એકાંત ઝાડના છાયામાં બેશી વાત કરતી હતી.

મીસીસ બરનારડ—"એ લેડી એટકીન 'હકીમા' ની કાંઈ ગરબડમા ફાંફાં મારેછ તે શું કૌતક છે?"

મીસીસ લોકારટ—"ખોદા માલમ, કાંઈ ફાફાં ચાલી રહ્યાંછ તો ખરાં. પરમ દાહાડે લેડી એટકીને એક મીટીંગ બોલાવીછ. અને તાંહાં "હકીમા" બાબદ ભાષાણો થવાના છે. હું તો રમુજને ખાતર જવાની છેઉં."

"મને તો તેડું નથી પણ મને બોલાવતે તોબી જતે નહીં—એતો લેડી એટકીનને એક જાતનું ઘેલું

લાગુંછ—આએ લીલા ડગલા વાળો કાળો ઠણુક જેવો કોઈ રજવાડા વાળો છે તે કોણ?"

"એ તો શાહપુરનો નવાબ--બડો ઉઠાઉગીર છે ને જબરો રખડબાજ છે"

"ને એવાંઓની સાથે ભેળાવાને સર થામસ ઈંગ્રેજ બેડીઓને અહીં ભેગાં કરેછ—શરમની વાત છે. હું આએ દેશીઓને મારાં જીગરથી ધીકારૂંછ—રોજ રોજ આંગલાં પર ગણુંછ કે કાહારે પાછી ઇંગલાંડ જાઉં."

પણ આ વાર આપણો મીત્ર શું કરેછ તે જોઈએ. રાજાઓ અને સરદારોની મેનીજ કરવામા તે રોકાયો હતો પણ અંદરખાનેથી તેનો જીવ ચીંતામાં હતો. કારણ કે આવતી કાલે સર થામસ પોતાની બેટીને ઉટી લાવવા સારૂં જનાર હતા. વળી પાછી પેલી બે ઈંગ્રેજા સખીઓ વાત કરેછ.

"એ પારસણ બાઈ જેવી કુનુરમાં અવાર નવાર દેખાયછ તો કોણ છે. મેં કેપટન મોદીને તેના ઓર-ડામાં જતાં બે ચાર વાર જોયો."

"હા, મેંબી પુછપરછ કીધી. એ બાઈ જે હોટલમાં રેહછ તેની સામેજ મારી ફ્રેંડ મીસીસ બીસેટ રહેછ, તે મને કેહતી હતી, કે દર બે ત્રણ દાહાડે કેપટન મોદી તાંહાં આવેછ. કેહેજે ઘણી દેખાવલી છે."

"પણ—પણ—એમા કંઈ ઘથલ મથલ છે કે?"

"હોસેજ તો—નહીં તો એવાં હલકા હોટેલમા રાખીજ શું કામ. જો કેપટન મોદીની કોઈ સગી હોય તો તેને

અહીં લાવતો કાંય નહીં. જાહાં છે તાંહાં કાંઈ ગોટો પીંડાળો છે. પણ કોઇ આગળ કંઇ બોલતાં ના-હું આપરે શું આહાનમમાં જાય?"

"હા—તે ખરૂં—પણ કોઇએ સર થામસના કાન ખોલવા જોઇએ. વળી આએ કેપટન મોદી કેહેજે વાયોલેટ સાથ પ્રામીસ થયલો છે ને તે છોકરી આજ કાલ અહીં આવવાની છે—હું તો કેહું છ કે એ બધી શરમની વાત છે."

"અરે બધા મરદો એવાજ. હું પોતે કેપટન મોદીની મોટી ફ્રેન્ડ છઉં પણ જો એમ મોહોકાન હોય તો હું આય પારસી કેપટનને મારા ઘેરમા દાખલ થવા નહીં દઉં."

આ હીરાદોર જેવી વાત ચાલેછ તેવામાં કેપટન મોદી હસતે ચેહેરે તેઓ આગળ આવી ઉભો અને ઘણી નમનતાઈથી પુછયું.

"લેડીઝ, તમે કાંઈ રીફ્રશમેંટ લેશોજી? હું ક્યારનો વમારી શોધમાં હતો."

ઘેરમાં નહીં ઘાલું—ને શરમની વાત—એ બધું હવામાં ઉડી ગયું અને બેહું નીંદાખોરી મડમ મોદીની બગલમા હાથ ઘાલીને આઇસક્રીમ ખાવા ચાલી.

પણ યાદ રાખજો—કાલે સર થામસ વાયોલેટને લેવા જવાનો છે.

## પ્રકરણ—૯ મું.

જીંદગી કેહેતે હય
 દુનયાં સે ગુજર જાનેકો.
જી તલપતા હય
 ગળાં કાટકે મરજાનેકો.

સાંજ પડવા માંડી હતી અને ઓરડામાં અંધારૂં હતું પણ હજી બતીની જરૂર હોય તેમ ન હતું. નાચાર થયલો ગભરાયલો ફ્લી એક ઇઝીચેર ઉપર બેશી ખુબ અંદેસામાં માથે હાથ દઇને બેઠો હતો. તે હમણા ખરે ખર ઘણોજ ગુંચવાઇ ગયો હતો. કોઈ દાહાડે નહીં ને આજે તેની છાતી ઠડક ઠડક થતી હતી. તેણે આખા દાહાડામા પચીસેક વખત બારણા તરફ નજર કીધી કે જોઈએ ટેલીગ્રાફનો સીપાઈ બેંગલોરનો કંઈ તાર લાવેછ કે? વાયોલેટ કેમ હશે અને સર એટકીને શું કરવા ધારયું હશે. જ્યારે ગુલાંના પાસાંમા બેઠો હોય ત્યારેબી એને એજ વીચાર તેના મનમાંથી પસાર થતા હતા. પણ હવડાં જ્યારે એકલો પડયો ત્યારે તો તેને લાગ્યું કે હવે વધારે વાર તેનાથી ખમાઈ શકાવાનું નથી. કોઇબી વખતે કોઇબી ઘડીએ ધડાકો થશે. તે દર બે દાહાડે રાતના છુપાછુપ ભાડેની મોટોર કરીને કુનુર સટકી જતો હતો. પણ તે વાત તેના બુટલેર શીવાય બીજું કોઈ જાણતું ન હતું. આપણે જાણીએ છીએ કે ઉટીથી કુનુર ફ્કત દસ માઇલ છે ને ત્યાં જતાં અડધો કલાકબી લાગતો નથી. પણ કોઇ દાહાડે રાતના સર

થોમસ કાંઈ અગતના કામ સારૂં તેડવા મોકલે તો! તે અવાર નવાર છેક રાતના કુનુર આવે છે ને એક સેંકડ ક્લાસ હોટલમાં ઘુસે છે તે બીજા કોઈના જોવામાં આવે ને તેની ખબર જનરલ સાહેબને પડે તો!

તો શું? ફલીએ વીચાર કીધો કે તેમ થાય તો બધી મુઝવણનો એક કે બીજી તરફ છેડો આવી જાય.

પણ તેનો મોટો ધબરાટ એ હતો કે તેના ભાઈબંધ આફીસરો એ વાત જાણશે તો બચારી ગુલાંને કેવો ગેરઈનસાફ. હવે નફકરો ફલી વીચાર કરવા લાગ્યો કે આ બધું કમબખત બન્યું તેમા ગુલાંનોબી જરા વાંક ખરો. તે સ્ટીમર ઉપર સાથે કાંય થઈ ગઈ. દોસ્તી કાંય કરી નાખી. કીધી તો કીધી પણ ગુલાં તેની સાથે કુનુર ઘસડાઈ શું કામ આવી. એને હજુ મધરાસ જવા દીધી હતે તો આ મુશકેલી આવતે નહીં.

વળી તેનુ માથું ફરી ગયું. આહ. મારી ગુલાં, મારી ઉપર કેવો જીવ આપેછ, હું એ બચારીને આમ ખુણામાં નાખીને ફરતો ફરૂંછ તોબી તે હવે એક બોલ બોલતી નથી. પણ તારે વાચોબેટનું કેમ! બેવકુફ જેવાએ આ નાદાન છોકરીનું દીલ ઝીતી લીધું અને તેણીના માબા-પની રાજી ખુશીથી તેણીની સાથ પરણવાની કબુલાત આપી તારે હવે તેનો શો ઉપાય.

પણ બચ્ચા ફલી જરા સબુરી રાખ. જનરલનો બેંગલોરથી તાર આવે ત્યાં સુધી તો થોભ. જોઈએ શુ થાયછ. આએ બુજારા કરતાં હવે તો જે તે થાય તો ઠીક.

ફુલી આવા અંદેસામા છે એટલામાં જનરલનો ભુચો રસલ ઓરડામા આવ્યો અને કહેવા લાગ્યો કે માળપર મમાએ મીટીંગ બોલાવીછ તાંહાં ફુલીને બોલાવેછ.

ફુલી ગુજરાતીમા બરબડીઓ "એનુ સત્યાનાશ થાય એનુ, વળી કંઇ હકીમા બકીમાનુ ભેજાં દુખણ હશે. મને તો લાગેછ કે મેમ સાહેબનુ માથુ ગીયુંછ. પણ જવા શીવાય છુટકો નહીં.

ફુલી બરબડયો, ભટભટઓ પણ એટલું તો ખરૂં કે આએ મીટીંગના ધખારામાં તો ગુલાં ને વાયાલેટની મુજવણ ભુલા ગયો.

માળપર જઇને જોયછ તો વીસેક ઇંગ્રેજ બાનુઓ ડાહી ડાહોરી થઈને હારે કટાર બેઠી હતી. સરનશીનની ખુરશી ઉપર લેડી એટકીન મોઢું 'સીરીઆઉસ' ડાચું કરીને કંઈ કાગળો આમ તેમ ઉઠલાવતાં હતાં અને તેમની પાસે તેમના માનીતા મેજર પીટરસન સ્ટુપીડ જેવું મોહ કરીને બેઠા હતા. બધાં ડાહયાં ડાહોરાં થઇને બેઠાં હતાં ખરાં પણ ઘણા ખરાં બધાં આ હંબગ ની મનમા ઠેકડી કરતાં હતાં. તેઓ તો ફક્ત ગમત જોવા અને સરજીઅન જનરલ સર થામસ એટકીનના બંગલામા તેડું છે, તેની બજાએ આગળ ફડાકા મારવાને કામ લાગે એવી ગણત્રીથી આવ્યાં હતાં.

પેહલાં તો ધુળ ધમાસા જેવી બંદગી કીધા પછી સભાનુ કામ ચાલ્યું. ફુલી ગુપ ચુપ એક ખુણામા બેઠો હતો તેની પાસે એક જુવાન ખુબસુરત ચેહેરાની

સુમારે વીસ વરસની મડમ બેઠી હતી. તેણીએ થોડોક વાર ભાષાણુ સાંભળયા પછી ફલીને હળવેથી પુછયું:—

"કેપટન, આએ શું બકબકારો છે? કાંઇ પોએત્રીની વાત છે કે કાંઇ નવી જાતનો ડાન્સ છે. લેડી એટ-કીનનો હું એક બોલબી સમજતી નથી."

ફલીએ તેટલીજ હળવેથી હસીને જવાબ દીધો.

"બલા જાણે મારી. ડોશી કંઈ નાટક તો કરી રહીછ.મારૂં ધક ધ્યાન તો જનરલનો તાર આવવાની વાત ઉપર ચરવા ગયું છ. આ બકબકારનો એક બોલ મેં સાંભળ્યો નથી."

લેડી એટકીને સમજાવ્યું કે ડાકટર ફાકટરના તદન ફાંફાં છે, દેશી અને યુનાની હકીમું જો આપણા વચે દાખલ થાય તો હમણા બીમારીથી એકસો મરણ થાયછ તેના દસબી નહીં થાય. લેડી એટકીને તાબડાઓના ગગડાટ વચે બેઠક લીધા પછી એક ખખડી વખડી ગયલા કાહેલાં દાંતવાળા ડોસાં ઉઠયાં અને બોલ્યાં કે તો હું અત્રે કાંઈ બોલવાની નહીં હતી પણ મારો અનુભવ કેહવાની મારી ફરજ સમજું છ. મને છે તે—છે તે બદહજમીનો ગલબો આઓ હતો ને ઘણાબી ધીચાર પીધા પણ કાંઈ વલ્યું નહીં. આખરે લેડી એટકીનની મેહરબાનીથી હકીમ સાહેબનો પાખ એક વરસ સુધી ખાધો તારે હવે અગાઉની કાની કબજીઆત યતી નથી. અગાઉ સાત દાહાડે પેટનો ખોલાસો થતો ન હતો તે હવે પાંચ દાહાડે થાયછ.

ઉપલી મડમનો દાખલો પકડી ને એક બીજી બોલવા ઉઠી. તેણીએ જણાવ્યું કે તેણીને દાંત કોતરવાની ટેવ હતી અને દાંત ઘણા કળતા હતા પણ હકીમજીની દવા કીધી તે હવે દાંત દુખતા નથી. પણ મને તેની પરવાહ નથી કારણ કે દાંતના ડાકટર કહેછે કે હવે બધા કાહાડી નાખવાની હાલતમાં છે!

આ મડમ બેઠી એટલામાં ફલીએ બારણામાં ચપરાસીને જોયો જેના હાથમાં તારનુ પીળું પરબીડું હતું. તે ઝડપમાં ઉઠયો પણ ઉપર લેડી એટકીનનું સરનામું હતું. તોબી બારણાની બાહાર જઇને અધીરો પડીને ઉઘેડીને વાંચ્યું.

"Hope arrive with Violet, Tuesday—No worse" એટલે "વાયોલેટને લઇને મંગલવારે આવી પોંહચવાની આશા છે. જેમ છે તેમ છે."

ફલીએ સુંગે મોહોડે તાર વાંચીને ખીસામાં નાખ્યો. એટલાંમાં ઉપલી હકીમાનું બેયાન ખલાસ થયું અને મેમ સાબોને રૂખશદ આપવામાં ફલી રોકાયો. જરા વારે લેડી એટકીન આવી પોહોંચ્યાં અને લગાર ચકીત થઇને કેપટન ફલી તરફ જોવા માંડયું.

"હા, લેડી એટકીન, સર થામસ તરફથી તાર આવ્યો છે. વાયોલેટને થકી હું ઇંતેજાર હતો અને તમે રોકાયલાં હતાં તેથી એ તાર ઉઘાડવાની મેં છુટ લીધી છે."

## પ્રકરણ ૧૦ મું.

નામ જાનેકો મત લે યાર
  મય મર જાઉંગી
તેરી મેરી દોસતી કો
  સારા આલમ જાણતી હય.
ગર કોઈ મુજે પુછે તો
  મય સાફ નામુંકર જાઉંગી.

આપણે પાછા કુમુર જઇએ. ફ્લી અને ગુલાં ચુપચુપ ઓરડામાં બેઠાં છે.

"કેમ, શું સમાચાર?" ગુલાંએ પુછયું.

"આહ! એતો મોહોકાન વળી ચુકી—હું વાયોલેટ ને મળયો. ઓ મારૂં માથુ કેવું ફરેછ."

"પણ તેં એને બધી ખરી વાત કેહી કેની?"

આમ બોલતી વખતે ગુલાં જરા સોહાસમાજ આઘેથી ઉભી રહી અને ફ્લીએ ઘણુબી લાબા હાથ કીધા પણ તેણીએ આગળ આવવાના અખાડા કીધા.

આ જોઇ ફ્લીથી રડી જવાયું "ડારલીંગ, બધાંની સાથે તુંબી મારી દુસમન થઇછ?"

ગુલાંથી હવે થોભાયું નહીં. તે પોતાના પતીના ખોળા પર બેસી ગઈ અને ઘણા વાહાલથી પોતાના રૂમાલે તેની આંખો લુછવા લાગી.

"મને તેની સાથ વાત કરવાનો સંજોગ આવેજ કાંહાંથી. બચારી ઘડી પલ છે. મને તો નહીં લાગતુ

કે એ ઘણા દાહાડા કાહાડે. બંગલા આગળ આવતાં તેને ગાડીમાંથી જનરલ સાહેબની મદદથી જેમ તેમ ઉતારી અને 'હાલ' માં સોફા ઉપર મુકી એટલામાં તો એનો જીવ ફરી આવ્યો અને બેસુધ થઇ ગઇ."

ફલી એવો તો દથાઈ ગયો હતો કે આય બોલતાં બી તેની આંખમાં પાણી ભરાઈ આવ્યાં.

"મારી વહાલી ગુલાં—મારી છાતી ફાટી જાયછ. હું પોતેબી ડાકટર છેઉં. પણ આવી બીમારી મેં કોઇવાર જોઇ નથી."

પણ ફલી આમ જીવતોડ બળાપો કરતો હતો તેમાં નવાઈ જેવું કાંઈ નથી. તેણે વાયોલેટને જયારે 'પ્રામીસ' આપી ત્યારે તેણીને આંગલે એક વીટી પેહરાવી હતી, તે વીટી હવે ફલીના હાથમાં સરી પડી હતી અને તે બચારી મરવા જેવી હોવા છતાં જયારે ફલીને હમણા જોયો ત્યારે ખુશી ને મારે તેણીનો ચેહેરો લગાર ખીલી ગયો હતો તે સઘળું હમણા ફલીને યાદ આવયું.

"આહ ! તેની મરણ તોલ હાલત જોતાંજ મને કંઈ થઈ આવ્યું."

એણીમેર ગુલાં મનસે વીચાર કરેછ. એમ છે, તારે હવે વાયોલેટ મને આડી નડવા આવે તેવી બીક રાખવાની જરૂર નથી. બચારી સુકાં છોરા જેવી થઈ ગઈછ ને આજે મરે તો કાલે બે દાહાડા થાય તેવી છે તો તેવી ઉપર હવે મારો ફલી જીપલાં મારેજ નહી. ગુલાંનો ઘણો વીચાર

કે ફલીને વધારે વીગત પુછે. પણ તે ઠાવકી રહીને બોલી:—

"તમે બે જણ વાયોલેટના સીક ઓરડામાં એકલાંજ હતાં કે?"

"હું સ્ટેશન પર લેવા ગયો તારે લેડી એટકીન મારી સાથે હતાં. ગાડીમાં વાયોલેટને સુવાડી હતી એટલે મને કોચ બાકસ ઉપર બેસવું પડયું. ઘેર આવયાં તારે તો વાયોલેટ લગભગ બેભાન હતી. પછી તેને જયારે ઓરડામાં લઈ ગયાં તારે બધું ગુપચુપ જોઇને હું તુંને મળવા દોડી આવ્યો. રાતના ઘેર જવશ તારે એ કેમ છે તે જોવા મને એના ઓરડામાં જવું પડશેજ તો."

"મારો ગરીબ ગાય જેવો ફલી—આએ તો તારી ઉપર એક જાતનો જુલમ છે."

પોતાની આંખ ઉપર હાથ ધાંકીને ફલી બોલ્યો "પણ ડારલીંગ હવે મારે શું કરવું તે સમજ પડતી નથી."

ગુલાં તેની આગળ ગુઠણ ઉપર બેસી જઇને તેને પસવારવા લાગી.

"મારા જાન, હવે તો બધી વાતથી આ ઇંગ્રેજ છોકરીને વાકેફ કીધા સીવાય બીજો ઉપાય નથી."

"શું તું એમ સલાહ આપેછ કે મારે એને કેહવું કે મારેથી મારૂં વચણ પલાશે નહીં?"

---

## પ્રકરણ—૧૧ મું.

"હો ન દીલારામ
તો કયા દીલકો આરામ.
દીલકો આરામ ન તો
કયા જીને સે કામ."

હરીશ્ચંદ્ર.

"પણ તેમ કીધા વગર કંઇ છુટકો છે? જેટલા દાહાડા વધારે જાયછ તેમાં મુશકેલી વધતી જશે. એમાં તું મને રંજીદા કરેછ, એ છોકરીને તાવ આવેછ, ને તું પોતે હેરાન થાયછ." ગુલાં બોલી.

"તે હું બધું સમજુંછ પણ હું કેવો કબસ આવી ગયોછ તેનો તું વીચાર કરતી નથી."

આ વાર આ બેહુના દીલમાં શું થયું હશે તે વીચારવું સેહેલ છે. ગુલાંને વળી એકલી છોડીને પાછું ઉઠી જવું અને વાયોલેટના ઓરડામાં તેની આગળ બેસવું એ એક જાતની જફા હતી. ગુલાંને છોડીને જવાનેબી તેનો જીવ ચાલતો ન હતો. અને પોતાની 'ડયુટી' ઉપર જવા શીવાય છુટકો ન હતો. ચટપટી લેડી એટકીન પુછશે કે વાયોલેટ આવી હાલતમાં છે તેને મુકીને કાંહાં ગયો હતો, તો શું જવાબ આપવો. ગુલાં તો રડી પડવાની અણી ઉપર હતી. તે પોતાના પતીને એવી મજબુત વળગી રહી કે તેને ચીતારવાને કોઇ અદંગ ચીતારો જોઇએ.

આખરે તે આંખ લુછતી બોલી. "વાહલા, તુંને હુમણાતો જવા શીવાય છુટકો નથી. પણ મને એટલુંજ કેહતો જા કે 'ગુલાં હું તુંને મારા જીગરથી ચાહુંછ.' જો સાંભળ ફલી, મારૂં આએ ધર્તીમાં તારા શીવાય બીજુ કોઇ નથી. અલબત તું તારી 'ડયુટી' ઉપર જાયછ ને આએ ઇંગ્રેજ છોકરીની આગળનો આગળ રેહશે પણ જો તે લીધે તું મારી ઉપર ગુસ્સે થાય કે ઢીલ ઉતારો કરે તો મારૂં જીવવું ફોકટ છે."

આ શબ્દો સાંભળીને ફલી તો રડવાની અણી પર હતો, તે કંઈ બોલી તો શકયો નહીં પણ પોતાની પ્રીયાને એવી તો ચાંપીને પકડી રાખી કે તેથી ગુલાંના મગજને જરા શાંતી થઈ.

"નહીં ડીઅર, હું તુંને કોઈ દાહાડે ભુલું નહી—મારે મનથી તું ફરેસતો છે. વાયોલેટને જયારે મેં પ્રામીસ આપી તારે હું અડધો દેવાનો હોવો જોઇએ. આહ! જો બધું સમાધાન થઈ જાય તો આપરે કેવાં સીધાં બેહસ્તમાં રહીએ—પણ—પણ પૈસા—પૈસા."

છેક સતરમે કલાકે ફલીની નજર ઉઘડી હતી કે એક ગરીબ કુટુંબની, પઇસા વગરની છોકરીને તે ઉતાવળમાં પરણી લાવ્યો હતો અને તેમ કીધામાં પોતાની ખરાબી કીધી હતી. પેહલાં તો તેને એમ લાગયું હતું કે આ છોકરી જો તેની ધણીઆણી થાય તો નરૂ બેહસતનું સુખ પામે પણ જયારે પાછળની મુશકેલીઓ આગળ આવી ઉભી ત્યારે તે ગભરાઈ ગયો હતો.

પણ ત્યારે હવે વાયોલેટનુ કેમ કરવું. જો તેને બધી ખરી હકીકત જાહેર કરે તો તે નકકી મરી જાય અને તેમ થાય તો પોતે રૂસવા થાય અને ગુલાં કદાચ તેને ધીકારવા શીખે–તોબાહ! તોબાહ! એ શું કચુંબર થઈ ગઈ.

જયારે ફ્લી ઉટી પોંહોચ્યો ત્યારે રાતના નવ વાગેલા હતા. વરંડામા લેડી એટકીન રાહ જોતાંજ ઉભાં હતાં—તેવણ જરા અણુકા કરીને બોલ્યાં.

"ચાલની મોદી, બપોરનો કાંહાં ગયોતો–વાયોલેટ તારે વાસતે પાંચ છ વખત પુછી રહી. જા, જરા જઈને મળ નહીં તો આખી રાત ઉંઘાશે નહીં. જરા તરા ખબર પુછીને આવતો રેહજે. તારી ગેરહાજરીમાં એ ઘણી તાસવીસ કરેછ ને નબળાઈ ઘણી છે."

ફ્લીનો ઉદાસ ચેહરો જોઈને લેડી એટકીન મનમા ખુશી થયા કે છોકરો ઘણો સારો!

"જો, કેપટન મોદી તારાં દીલની ઉમેદ હું બધી સમજુંછ. સર થામસને સમજાવી લેવાનું તારા હાથમાં છે. તારૂં કહયું સર થામસ માનશે. ડાકટરોના પછાડા ને ધીચારા એવણ જવા દે ને મને હકીમજીને બોલાવવા દે તો આજે વાયોલેટ ઉભી થાય."

ફ્લી શું જવાબ આપે. તે આએ હકીમનાં ફાંફાં ને જીગરથી ધીકારતો હતો પણ લેડી એટકીનની આજીજી આગળ તે નાચાર.



ઓ ફુલી તું કાંઇં ઉતો મને વીસારી મુકી કે? સફો—૬૮.

રંજીદા જીવે તે વાયોલેટના ઓરડામાં ગયો. આ બીમારીનો ઓરડો તેણે ખરાં વાહાલથી પોતાને હાથે સણગારયો હતો. બારીએ લાલ રેશમી પરદા અને ટેબલ ઉપર ફુલના સણગાર તેણે પોતે કરયા હતા. મોહોતને કાંઠે આવેલી વાયોલેટને તેણે જે ગેર ઇનસાફ કરયો હતો તેનો થોડોબી પાર વાળવા તે ખરા મનથી ઇંતેજાર હતો.

બીમારના બીછાણા આગળ એક ટીપાઇ ઉપર કીરમજી શેડની બતી બળતી હતી. વાયોલેટ એક સોફા ઉપર તકીઆઓને અઢેલીને નસોસ પડેલી હતી. તેણીના હાથ પગ તવાઈ ગયેલા હતા. પણ આંખો હીરાની કાની ચમકતી હતી ને સોનેરી બાલનો જબરો ભાથરો ભોય સુધી લટક્યા કરતો હતો.

ઘણાજ નબલા સાદે પણ અતી ઘણા મીઠાસથી વાયોલેટ બોલી:—

"ઓ! ફ્લી ડીઅર, તું કાંહાં ઉતો—તુંને જોવા વગર મારો જીવ તલપી આયોતો. મને વીસારી મુકી કે?"

આમ બોલીને વાયોલેટે પોતાનો ચેહરો છેક ફ્લીના મોહોડાં આગલ ધરયો. ખોદા ગુનાહ માફ કરે. ફ્લીને 'કીસ' લેવા સીવાય છુટકો ન હતો. એક મરવાને કાંઠે પડેલી છોકરીને જેણીને એકવાર કબુલાત આપેલી તેને કેમ તરછોડી નખાય!

ઘણુંજ આગ્રેરહે દીલે ફ્લી તેની પાસે બેસી ગ

"મારી ગરીબ ગાય વાયોલેટ."

"જેમ ખોદાનો હુકમ. પણ ડીઅર, ખરૂં કેહ. છેક લેવાયલી લુટાયલી લાગુંછ કે—ચીંતાં ના હવે તું મારી પાસે છે એટલે હું જલદીથી તત થવશ—હું રાત દાહાડો તુંને મલવાની આશામાં અ લુંબી જીવવા પામીછ."

આ શબ્દો સાંભળી શરમને મારે ફ્લી લાલ હ થઈ ગયો.

"મારી વાહાલી વાયોલેટ, તું ખરેખર ઘણી લેવ ગઈછ. તારા હાથ દીવાસળી જેવા લાગેછ." ફ્લી કદાવર હાથમાં વાયોલેટ નો કંતાઈ ગયલો હ એક જોવા જેવું પીકચર બની રહ્યું હતું—તે મ વીચારવા લાગ્યો કે આ બધું કમથાન બની ગયું તે બચારી છોકરીનો શું વાંક બધી મોકાકાન ફ્લી પોતે આણી હતી. જો વાયોલેટ સીક પડી ગઇ હતે તો તેઓ એક વરસની અગાઉના પરણી ગ હતે અને સુખી થતે. ત્યારે પછી ગુલો સાથ મેલા કાંહાં થતે. આટલું છતાં જયારે નીદાશ ગુલાંની તેને ર આવતી ત્યારે તે ગદગદી જતો હતો.

જરા વાર અંદેસો કરી. ફ્લીએ સીફ્તથી ર ચોખો ચાંપી જોયો, "વાયોલેટ, ખરેખરૂં કેહ, તું ર

અગાઉના જેટલોજ ચાહેછ? આટલા વખતમા તુંને કોઇ બીજો મનપસંદ મળ્યો નહીં?"

"ડીઅર એ તું શું ફાટું ફાટું બકેછ—આવો સવાલ કરતાં તુંને ધ્રુજરાં નહીં છુટતાં? દીકરા મારા, એમ કોઈ મને ફુસલાવવા આવતે તો હું તેને પેહલાં છરી મારીને પછી પોતે આપઘાત કરતે."

આટલું બોલતાં વાયોલેટ એવી ઉસકેરાઈ ગઇ કે એક જબરી ઠોસાની ગુચ સાથે મોહોડાં વાટે લોહી તુટી પડયું: ગરબડ સાંભળીને નર્સ દોડી આવી અને ફલીબાને ભલી ભલાઈથી બાહાર કાહાડયા.

સદુપીડ ફલી—તેનું જીગર માંહેથી જળતું હતુ.

---

## પ્રકરણ ૧૨ મું.

નીકલ જાવેજી તેરે કદમો કે ઉપર
એહી દીલકી હસરત એહી આરજુ હય.
સતાયા મુજકો નાહક અહે તુને જાલમ.
એ ઇનસાફ અલ્લાહ કે રુબરુ હય.

---

કોઈ દાહાડે નહીં ને આજે સહવારના સર થામસ પોતાની 'મેમસાબ' ના ખાનગી ઓરડામા ચાલી આવ્યા. સાધારણ રીતે તેવણ સહવારના પોતાની હાફીસના કામમા રોકાયલા રેહતા હતા. લેડી થામસ ઘણું કરીને હકીમાની બાબદમા પછાડા મારતાં અને તેની ભલા-મણ કરવાના કાગળો લખતાં અને લખાવતાં. પોતાના ધણીને દાખલ થતાં જોઇને તેવણે કાગળો વીટાળી ગુંટાળીને એક ખાણામાં દાબી દીધા. સર થામસ દધાયલા અને ચીંતાતુર દીસતા હતા. જ્યારેબી તેવણ ગુંચવાયલા હોય ત્યારે પોતાની મુછના અને ભવાના બાલ ડુપી કાહાડવાની તેવણને ટેવ હતી. પોતાના મનમાં હોય તે ઝટ બોલી દેવાની તેવણને આદત ન હતી. આજે પોતાની મોહોરદાર આગળ કેમ વાત છેડવી તેનો તેવણે વીચાર કરી રાખ્યો હતો, પણ તે વીચાર કેમ બાહાર પાડવો તે માટે ગુંચવાયા કરતા હતા. આખરે અરધીક દજન બાલ ડુપી કાહાડવા પછી તેવણ લગાર કાંસી કરાંજીને બોલ્યા.

"હેલન, આજે વાયોલેટ જરા ઠીક દેખાયછ."

"હું—સારૂં—રાતના ઠાંસો વધારે હતો પણ પછી ઠીક ઉંઘમાં પડી."

"તે સાંભળી હું ખુશી છું પણ એને લીધે મારો જીવ ઘણો ઉદાસ છે."

લેડી થામસે કસો જવાબ આપ્યો નહીં પણ તેવણ સારી પેઠે સમજી ગયાં હતાં કે આજે જનરલ સાહેબ શું કેહવા આવ્યા છે. તેવણ ખબરીને બોલી ઉઠયાં:—

"મને હમણાં ઘણું કામ છે વાસતે બોલો દીકરીઓની કે તમે શું કહેવા માગોછ."

જનરલે જવાબ દીધો "હું તારી પાસે એટલીજ 'પ્રામીસ' માગુંછ કે તારે વાયોલેટ આગળ આય હકીમા ફકીમાની વાત છેડીને એને ઉસકેરવી નહીં-જો એવું કાંઈ થશે તો એનો જાન ધાસ્તીમાં છે."

"તમે બોલી રહ્યા? પણ એવી કસી કબુલાત આપનો હું ધસીને ના પાડુંછ—બીજું કાંઇ કેહોછ?"

"નહીં ડીઅર, એમ ચાલશે નહીં—મારે તારી પાસે 'પ્રામીસ' માંગવીજ પડશે:—તેમ કરવાની મારી એક બાપ તરીકેની ફરજ છે."

"તમે બાપ છેઓ તો હું માય છેઉં—એક કબુલાત આપું ને તે નહીં પાલું તો જુઠું બોલેલું કેહવાય. જે વાત ઉપર મારો એતેકાદ હોય તે કરવામાં હું પછાટ રેહું તો હું મારી ફરજ બજાવવામાં ચુક કરૂં. મારી

પુરેપુરી ખાત્રી છે કે આએ હકીમના ઇલાજથી છોકરી બચશે તો પછી હું અલગ રહીને એને મરવા દઉં?"

"એ તમારા લોકનો ધખારો છે. બોબીને હકીમના હાથમાં મેલ્યો ને આપણો બુચો જીવથી ગયો તે તું ભુલી ગઈ?"

લેડી એટકીન ગભરાઈને ઉજળી પુની જેવી થઈ ગઇ પણ છાતી ઉપર હાથ રાખીને બોલી.

"પણ એમા મારો શું વાંક? તમે લોકોએ મને મારી પુરી મરજી માફક ચાલવા નહીં દીધી ને બોબી જારે જરા વધારે સીક થયો તારે તમે લોકોએ હકીમને ખીસાડીને ડાકટરોની દોડધામ કીધી એટલે મારૂં કંઈ ચાલ્યું નહીં—હકીમની દવા ચાલુ રાખી હતે તો:—

"એ બધું નાનસનસ છે. તમે લોકોએ—બોબીને પુરો કરી નાખ્યો, ને રસલનેબી તારા સ્વાધીનમાં લીધોછ, તોબી હું કાંઈ બોલતો નથી પણ વાયોલેટના બાબમાં હું તેમ થવા દેનાર નથી. મારૂં એ બચ્ચું મારા સ્વાધીનમાં છે."

"ઠીક છે—સવાધીનમાં છે તો એનેબી મારી નાખો-રડીને રહીશું બીજું શું."

"પણ બાઈ સાહેબ—એ બધુ તો ખરૂં પણ આજે સહવારના એ બચ્ચાંના કાનમાં હકીમાનું નાનસનસ રેડતાં હતાં તે મેં કાને કાન સાંભળયું અને તે

હું ચાલવા દેનાર નથી. તમારે મને કબુલાત આપવીજ પડશે કે તમે એની બીમારીની વચ્ચે આવવું નહીં."

"હું એવી કબુલાત આપવાની સાફ ના પાડુંછ." લેડી એટકીન ફફડી ચટકીને બોલી ઉઠયાં ને માટી બાયડીની ઘુરકા ઘુરકી આ વાર જોવાજોગ હતી.

હવે સર થામસની જબા ઉપડી "શું તમે મારો હુકમ બજાવવાની ના પાડોછ ?"

"હું એવી કબુલાત આપવાની ના પાડુંછ."

હવે તકરાર શું રહી? શું કરવું તે જનરલને સુજે નહીં. આજે સહવારના શું બન્યું હતું તે જોઈએ. માયજી પોતાની બેટીના ઓરડામાં ઘુસ્યાં અને તેણીને અટટમ પટટમ સમજાવવા લાગ્યાં. ડાકટરોએ સાફ મને કીધી હતી કે બીમારને કોઈબી રીતે ઉસકેરવી નહીં કારણ કે તેને બચાવવાનો ચાનસ એટલોજ હતો કે તેણીને આસાયસ લેવા દેવી. માયજી હજી તો બેટીને સમજાવેછ એટલામાં સર થામસ ઓરડામાં અચબુચ દાખલ થયા. પોતાની ધણીઆણીના હાથમાં દવાઇના ચીઠડાં હતાં તે તેણીએ ગુપચુપ છુપાવી દીધાં પણ ધણીજી સમજી ગયા કે આએ હકીમજી વાળી મોહોકાનના સમાચાર છે. તેવણુ ઘણાજ રંજીદા થઇને નીચે હાફીસમાં ઉતરી ગયા જયાં કુલી કાંઈ લખવામાં ઘુટાયલો હતો. બચારા સર થામસની એક મોટી નબળાઇ એ હતી કે તેવણ ઘણાજ શરમાલ હતા. કોઈ સાથ મન મુકીને વાત કરવાની તેવણને ઘણીજ આનાકાની હતી. તેવણુને પોતાના

બચ્ચાંઓ ઉપર અત્યંત પ્રાણ હતો પણ માથાં ફેરાવન ધણીઆણી આગળ નાચાર.

ધણી ધણીઆણી વચ્ચે ઉપલી બાઝમબાઝી થવા પછી 'મેમસાબ' પાછા ઘર ખટલાના કામ સારૂં બાહાર પડયાં કે બાવાજી પાછા પોતાની બેટીના ઓરડામાં દાખલ થયા.

બીમાર છોકરી હરખાઈ ગઈ. "ઓ પપા, તમે આજે સહવારના બે વાર આયા! આજે સુરજ કેની ગમ ઉગયો?"

"દીકરી, તું જાણેછ તો ખરી કે મારા મીત્ર ડાકટરો ઘણી સખત તાકીદ કરી ગયા છે કે તુંને કોઈબી વાતે ઉસકેરવી નહીં. શાંત જીવે પડી રેહવામાં તારી સલામતી છે."

"હું તે સારીપેઠે સમજુછ પપા, હું તદન નીરાંત પડી રેહુંછ. હમણાંજ ફ્લી મારી આગળથી ગયો. બચારાએ એક કલાક સુધી મારી આગળ "શેકસપીઅર" નો પ્લે વાંચીઓ. મને વચે એક બોલ બોલવા દીધો નહીં.

"તુંને કોઈ વાંચે તો ગમેછ બેટા, લાવની હું વાચું."

"નહીં, ફાધર, ફ્લી કહી ગયોછ કે હારીસનું કામ ખલાસ થયા પછી એ પાછો આવશે ને મારી આગળ વાંચશે."

ભલા પપાએ ચોપડી મુકી દીધી. તે સારી પેઠે સમજતો હતો કે બેટીને તો ફ્લી વાંચે તેજ ઘણું પસંદ છે,

"ઠીક છે. પણ વાયોલેટ, હું તારી પાસેથી એક કબુલાત માગુંછ કે તારી મા તારી આગળ આએ હકીમાની દવાના રોદરા રડે તો તું કાંઇ સાંભળતી કે માનતી ના."

વાયોલેટના મોહ ઉપર લાલ સુરખી પ્રગટી નીકળી.

બાવાજી પાછું બોલ્યા. "જો દીકરા, તારી માના વીચાર તારા બાબમાં ઘણા કમનસીબ છે. તે તુંને સમજાવવા માગેછ કે ઇંગ્રેજી ડાકટરો તુંને કાંઈ સારૂં કરી શકનાર નથી. એવણુને તો હકીમની દવાનું એક જાતનું ઘેલાપણું લાગુંછ. હું સારી પેઠે સમજુંછ કે એવણની નીશટા સારી છે પણ તારે એ કશું. માનવું નહીં."

આ વાર વાયોલેટ ઉજળી સપ થઇ ગઈ હતી અને તેના હાથ ધ્રુજતા હતા.

"ઓ બાવાજી."

"ઘભરાના—હું બી ડાકટર છું ને આએ દેશી વૈદુ એક નવી જાતનો ધખારો છે તે હું સારી પેઠે સમજુંછ. ને તુંબી મારી સમજુ દીકરી છે ને મારૂ બોલવું તારા ધયાનમાં ઉતરશે."

"હા તે ખરૂં—પણ વાહાલા પીતા, માયજીએ એટલી બાંહાંસ કીધી કે એવણના કેહવા પ્રમાણે મને સારી થવાનો એકજ ચાનસ છે તે એકે હકીમજીની દવા કરવી."

"અફસોસ, હું લાઈલાજ છું."

"બાવાજી, તમે બળાપો ના કરો. માયજી જારે આએ હકીમની સીફત કરતાં હતાં તારે તેવણ એવાં ખુશી ને ઉલટમંદ દેખાતાં હતાં ને એવાં ખાત્રી પુર્વક હતાં કે મને સાંભળયા કરવા શીવાય બીજો દીરગ રહયો નહીં. તે વખતે મારા ધ્યાનમાંથી જરા વાત ઉતરી-ઓ પપાજી! હું સારી થવાને કેવી ઉમેદ વાર છું."

---

## પ્રકરણ—૧૩ મું.

"પ્રીત કરવી છે સેહેલ ઘણી
પણ નીભાવવી બહુ મુશકીલ.
સાચ નીભે જો અંત તલક
તોજ દેજે તારૂં દીલ."

---

ગારીબ કમબખત ફલી! વાયોલેટના ઉઠી આવ્યા પછીના પંદર દાહાડા કેવા ગયા હશે તે તમારા મનમાંજ સમજી લયો. વાયોલેટની બીમારીને લીધે તુરતવેળા નાચ, રંગ, ને ડીનર પારટીઓ તો બંધ હતાં. પણ પોલો મેચ ને ક્રીકેટ મેચ કોઇબી રીતે અટકયા ન હતાં. જનરલના બંગલામાં તો બધુ ચુપા ચુપ હતું પણ બાહાર ચાવાચીવી જેવીને તેવી હતી. કેપટન ફલી તો છટકવાનુ ઘણુંબી કરે પણ તેના દોસ્ત આફીસરો તેને છટકવા કેમ કરી દીએ. તે હસતું મોહ રાખતો હતો પણ જે ઘડી જાયછ તેમા ફજેતાના

વાવટા ઉડશે એવી ધાસ્તીથી તે બેખબરો બની ગયો હતો. તે હંમેશ ચીંતાતુર દેખાતો જે ઉપરથી તેના મીત્રો તો એમજ માનતા હતા કે પોતાની પ્રીયા વાયોલેટની સખત બીમારીને લીધે તે હરણફાર થયો હતો. ભોલા જનરલ એટકીન અને તેની મડમ તો એમજ સુજમા રેહયાં હતા કે વાયોલેટને ખાતર ફ્લી ઉદાસ હશે–કેવો ભલો છોકરો. ?

ગમે તેમ હોય પણ ખરૂં કેહવા વગર ચાલતું નથી. વાયોલેટ ઉપર ફ્લીનો ખરેખર જીવ હતો. જરાબી વખત મળે તારે તે બીમારના ઓરડામાં ભરાય ને તેણીની આગળ કંઈને કંઇ વાંચે. તેને સોફા કોચ ઉપર ગોઠવી ને સુવાડે ને માથે તકીઆ વગેરે ગોઠવવાની મેનીજ કરે. સારાંશ કે એક અનુભવી નર્સ જેટલું કરે તે કરતાં ચાર હીસ્સે સરસ ફ્લી પોતાની પ્રીયાની નોકરી કરે.

બીજી કોઈ ચત્રા છોકરી હતે તો જોઈ શકતે કે ફ્લી આ બધી તકલીફ પ્યારને ખાતર નહીં પણ બીમાર તરફ દયાને ખાતર આ સઘળી જેહમત ઉઠાવતો હતો પણ ભોલી વાયોલેટ તો એમજ સમજીને ખુશી ખુશી રેહતી હતી કે ફ્લી તો તેણીના ઉપર જીવ પ્રાણ રાખતો હતો.

બંગલામાં ઘણો નાપસંદ નાટક ચાલી રહયો હતો. જનરલ સાહેબ થોડું બોલતા પણ પોતાની ધણી-આ‍ણીની હીલચાલ ઉપર ખુબ નીગાહ રાખતા હતા. જયારે ફ્લી છોકરીના ઓરડામાં હોય ત્યારે તેવણના

જીવને નચીંતાઈ હતી. પણ કોઈવાર જયારે પોતાની બેટીના ઓરડામાં બાઇ સાહેબને જતાં જોય કે તુરત બાવાજી ઓરડામાં દાખલ થતા. તેવણ એવા ચીટકીને બેશી રેહતા કે 'મેંમસાબ' અનીખના તારા કરે ને ખંખાર મારે પણ જનરલ સાબતો ઉઠવાની વાતજ કરે નહીં. ઓણી મેર મેમસાહેબ ખતે પડયા હતાં. ઘણીવાર જયારે જનરલ સાબ ઓરડામાં દાખલ થવા માગે ત્યારે મેમસાબ આડાં પડે ને તરેહવાર બાહાણા કાહાડે કે વાયોલેટ ડ્રેસ કરેછ કે પેટ પર સેક કરેછ, ઇત્યાદી-આવી વખતે જનરલ ઓરડાની બહાર લટાર મારીયા કરે ને પોતાના કામ પર નીચે ઉતરવાના અખાડા કરે.

ઓણીમેર મેમસાબબી કોઈબી વાતે સુખી ન હતાં, તેવણને હકીમાનુ હડખું લાગ્યું હતું પણ ગમે એવી સીફત કરવા છતાં પોતાનો માનીતો ઉપાય અજમાવવાને તેવણને ચાન્સ મળયોજ ન હતો. જો હીમત કરીને હકીમજીને બંગલામાં દાખલ કરે તો જનરલ સાહેબ તેને ગળચી-માંથી પકડીને બાહાર કાહાડે એવો મામલો હતો. લેડી એટકીનની બીજી મુઝવણ એ હતી કે પોતાને ઘરમાં બીજું કાંઇ કામકાજ નહીં એટલે તેમનો વખત કોઈ રીતે નીકલે નહીં.

પણ ત્યારે આપણી અભાગણી મીત્ર ગુલાંનુ કેમ? આખો દાહાડો વાંચી વાંચીને કેટલું વાંચે. તેનો દાહાડો પાહાડ જેવો ભારી જાય. તે પચાસ વાર ડોકાં તાણી

તાણીને જોય કે ફલી આવ્યો કે નહીં. જ્યારે નાસીપાસ થાય ત્યારે નીસાસો નાખીને કોચ ઉપર સુતી સુતી આખ પાણી કરે. ત્યારે કદાચ વાંચનાર ધારશે કે તે પોતાના લગાણથી હવે પસતાતી હશે—કોઈ ચીજ નહીં. જેમ જેમ ફલી વધારે ગેરહાજર રેહવા માંડે તેમ ગુલાં તેનાં ઉપર પોતાનો જીવ પછાડી નાખતી હતી. કોઇની સાથ વાત કરનારૂં નહીં, કોઇની સાથ ફરવા હરવાનું નહીં એટલે ફલી ઘડી ચપકો આવે ત્યારે ગુલાનું હઇયું પ્યારથી ઉભાઇ છલકાઇ જાય.

અફસોસ ! ગરીબડી ગુલાંના ગાડી ઘોડાના ને મેહેલ માં અમન ચમનના ખ્યાલ તો કે દાહાડેના હવામાં ઉડી ગયા હતા, પણ તે વારેઘડીએ મન સાથ વીચાર કરતી કે બધું બળી ગયું પણ મારી સાથે મારો ફલી હોય તો મારે મનથી આખી દુન્યા છે. પણ એવો દાહાડો ક્યારે આવશે તેના વીચારમાં ગુલાંનુ જીગર જળી જતું હતું. ફલી તેણીની સાથે પરણ્યો તો ખરો ને ભલે પરણ્યો પણ આ લગણથી તેની ધંધા સંબંધી ખરાબી થશે એવી દેહેસત ગુલાંના મનમાં પેઠી હતી. તે સાચી રવેશે સમજતી હતી કે ફલીનો હરીઓ ફરીઓ જીવ એવો હતો કે ચાકરી જતી રેહ તો તે મુંઝાઈ ને લાઇલાજ થઇ જશે. એમ જો થયું તો ફલી જે હમણાં ગુલાં ઉપર જીવ રાખતો હતો તે બદલાઈને તેણીને ધીકારવા તો નહીં સીખે એબી એક સવાલ હતો.

વળી બીજી મોહોકાન શું હતી તે વાંચનાર સેહેજમા સમજી શકશે. બચારા ફલી પાસે 'ફલુસ માફીસ' જેવો મામલો હતો. એટલે ગુલાથી જરૂરી ખરચ માટે તેની પાસેથી પૈસા તો મંગાય નહીં. ફલીબી હઝાર વાર વીચાર કરે કે ગુલાને એકાદ બે નવી સાડી કે નવી ફ્રાસીનના બલાઉઝીસ અપાવવાની જરૂર છે પણ પૈસા લાવે કીઆ ચુહુલામાંથી. કુનુરના હોટેલનુ બીલ તો પગાર કરવુંજ જોઈએ ને પોતાના ઘોડા, તદ્દના ખરચ ભપકાને ખાતર ચાલુ રાખવાજ જોઇએ, પોતાના ખાસ નોકરનો પગાર આપયા વગર કાંઇ ચાલે! જયારે ફલી ખીસે તદન ખાલી થઈ ગયો ત્યારે ફરજીઆત એક મારવાડી વેપારી પાસેથી બાર ટકે એક રકમ, અલબત ઘણી નાહાની રકમ, વ્યાજે લીધી. પણ તે તે કયાં સુધી ચાલે. ગુલાં વીચારમાં પડી કે બધી વાત ઉટીમાં જણાઇ જશે ને ફલીને નોકરી છોડવી પડશે તો મુંબાઈ જવાના રેલવેના પઇસાબી કયાથી લાવશે. નોકરી છોડીને ગુપચુપ વહી તો જવાય નહીં, કારણ કે તેમ થાય તો મારવાડી પોતાના રૂપીઆ માટે ફરયાદી માંડે તો જગમા રૂસવાઈ થાય ને ઓરબી મોહોકાન વળે.

જયારે મુશકેલીઓ આવવા માંડે છે. તારે ભરતીના પાણીની પેઠે ચઢી આવે છે. તેથી કોણ અજાણયું છે. સીમલાની વડી હાફીસમાથી હુકમ આવ્યો કે સરજીઅન જનરલ સર એટકીને પોતાની હાફીસની ઉઠાગરી કરીને

ત્રણ મહીના ઉટીથી મસુરી આવવું. મારીઆ ઠાર. પોતાની હાર્ફીસ સાથે કેપટન મોહીને જવા શીવાય છુટક નહીં એટલે મતલબ એ કે ગુલાંએ ત્રણ મહીના સુધી એકલું કુનુરમાં રેહેવું પડશે. ગુલાંની ઘણી મરજી કે કાંઈબી કરીને તેબી મસુરી જાય પણ ત્યાં જાય તો કયાં રેહ અને બંગલો ભાડેબી રાખે તો તેના પઇસા કાહાંથી લાવે. કોઈને તાંહાં 'ટીચર' દાખલ અથવા કલારક દાખલ ચાકરી રેહ તો કેમ? પણ એક મીલીટરી આફીસરની સ્ત્રી ચાકરી કરે એ વીચારજ ફ્લીને ખાટો મટ લાગ્યો. તે અવારનવાર પોતાની હાથની ધરતીને સધીઆરો આપે કે તું બીહી ના, હું મારાં તટુ ને ઘોડો વેચી નાખશ. પણ જે મારવાડી સરાફે રૂપીઆ ધીરીઆ હતા તે મારો વાહાલો રોજ પૈસાની ઉઘરાની કરે ને કેપટન સાહેબની હીલચાલ ઉપર બારીક નજર રાખે.

---

## પ્રકરણ ૧૩ મું.

બેઠી કી મોહોબત કે મેરે દીલ
　　　　કયા કયા સેતમ દેખા દીઆ.
. મેરી ખુશી કી જીંદગી.
　　　　સારા જેહાન ભુલા દીઆ

ઉટીથી હાફીસ ઉઠાવી જવાનો સીમલાથી હુકમ આવ્યા પછી બીજે કે ત્રીજે દાહાડે ફ્લી ઘણાજ અંદે

શામાં પોતાના હાફીસના ઓરડામાં બેઠો હતો એટલામાં ન ધારેલા જનરલ સાહેબ ત્યાં દાખલ થયા.

"કેપટન ફલી—હું તમારી સાથે કાંઈ ઘણી જરૂરી વાત કરવા માંગુંછ."

ફલીની છાતીમાં હથોડા વાગતા હતા. તે સારી પેઠે પામી ગયો હતો કે સર એટકીન કાંઇ ખાણીપીણીની વાત કરવા તો આવ્યા હોયજ નહીં. શું ગુલાં વીશેની કાંઇ ખબર પડી હશે? રખે જનરલ સાહેબ તે બાબદ કાંઇ પુછપરછ કરવા આવ્યા હોય. ફલીને તો નકકી લાગું કે સાહેબના ચહેરા ઉપર ચીંતાની નીશાન છે તે એવીજ કંઈ મોહોકાનને લીધે હશે. જે થાય તે ખરૂં એમ બોલી છાતીએ હાથ દઇને કેપટન મોદી મુગો બેઠો અને સાહેબ તરફ ટગર ટગર જોયા કીધું.

જનરલ સાહેબ પેહલા તો ખુબ વીચારમાં ઓરડામાં આમતેમ લટાર મારીઆ કીધી; ભલા આદમીને કેમ વાત છેડવી તે સુજે નહીં ને ગુચવાયા કરે. પણ હવે ફલીની ધીરજ રહી નહીં. ચીંતાથી તેની છાતી ફાટફાટ થતી હતી. આખરે નહીંજ સેહવાયું ત્યારે તે બોલી ઉઠયો.

"સાહેબ, તમે કાંઈ મને કહેવા માગતા હતા?"

"હા, કેપટન મોદી, મને કાંઈ અગતનું કેહેવાનું છે. પણ તે કેમ શરૂ કરૂં તે સમજાતું નથી. હું—છે તે મને—હવે ઉપાય દીસતો નથી એટલે નાચારે"—

"સાહેબ, એમ ગુંચવાવાની જરૂર નથી. હું તમારો ફરમાબરદાર આસીસટંટ છું ને મારી આગળ તમારી—

"ઠેંક યુ, માઈ બોય, મારી વાયોલેટ કેવી ધાસતી ભરી બીમારી ભોગવેછ તેથી તો તું અજાણ્યો નથી. તે એટલી નબળી પડી ગઈ છે કે પોતાના ફાયદાની શી ચીજ કરવી તેનું તેને ભાનબી નથી. એની માએ હમણાં એને એટલી ઉસકેરી મુકી છે કે એ હવે દવા પીવાનીબી આનાકાની કરેછ. ને જો એમનું એમ ચાલ્યું તો એ મરી જશે."

ફલીના પેટનો ધસકો હવે નરમ પડયો. ગમે તે હોય પણ હાલ તુરત ગુલાંની વાત ન હતી એટલું ગણીમત હતું.

ફરીથી જનરલ સાહેબ બોલ્યા. "ગઈ રાતના હું એના ઓરડામાં ગયો ત્યારે એ અકળાઈ ને ઠર ઠર ધ્રુજતી હતી, એટલામાં ડા૦ મેડોઝ આવ્યા અને પછી બાહાર આવીને મને ધભરાવ્યો કે છોકરીની હાલત ઘણી બારીક છે અને જો એવું ને એવું ચાલ્યું તો એ ઝાઝા દાહાડા કાહાડશે નહીં."

આ પ્રમાણે બોલી સર સાહેબે ફલી ગમ જોયા કીધું. આખરે ફલીએ પુછયું :—

"સાહેબ, આએ હકીકત સાંભળીને હું અત્યંત દલગીર છું–પણ એમા હું શું કરી શકું ?"

" તારી મદદની જરૂર છે. તું મારા બેટા જેટ
તારી ઉપર વાયોલેટનો જીવ પ્રાણ છે અને તેટલા વા
મેં તારી આગળ આવવાની હીમત કીધી છે.
તરફથી મને નાહીમત કરવામાં આવ્યો છે કે
બચવાની નથી. મેં મારી છાતીએ પથ્થર બાંધ્
પણ એ બચારીના છેલ્લા દાહાડામાબી એને ઉસકેર
આવે તે મારેથી ખમાતું નથી. એની માય એને
સમજે મારી નાખવા બેઠી છે પણ છોકરીની સ
ને એના ઓરડામાં દાખલ થતી અટકાવવાને
બને નહીં."

હજીબી ફલી મુગો મુગો બેશી રહયો.

" ફલી તું જાણેછ તો ખરો કે આવતે મહીને આ
અહીંથી ઉઠાગારી કરીને મસુરી જવું પડશે ને વા
ની આવી હાલતમાં એને મસુરી લઈ જવાય તેમ
ડા૦ મેડોઝનો મજબુત અભીપ્રાય છે કે કાંઇબી
એને કાશમીર લઇ જવી જોઇએ. ત્યાંની હવાથી
કાંઈ સેહેજ ફેર પડે તો પડે."

" હા, સાહેબ મનેબી એ સલાહ વાજબી લાગે
ફલીએ કાંસી કરાંઝીને તાપસી પુરી.

" પણ મારી ડ્યુટીને લીધે મારેથી કાશમી
જવાય નહીં ને એને એખલી તો મોકલાય નહીં-
મા સાથે જાય—

અહીં જનરલ સાહેબ અટકી પડયા.

"પણ સાહેબ, તારે ઉપાય શો ?"

"ફુલી, ફુલી, આ બાબદમાં હું તારી મદદ માગું છ. હું તારો સદાનો ઉપકારી થઈ રહીશ. મને લાગેછ કે હું જોર જુલમથી મારી છોકરીને તારે માથે મારતો હોવું તેવું છે. પણ યાદ કર—તેં એની સાથ પરણુવા માંગ્યું ને અમે કબુલ કીધું.—એટલે હવે એ તારીજ છે. એમ સમજ."

"પણ સાહેબ, વાયોલેટ પરણુવાની હાલતમાં નથી."

"સાંભળ, એની પાસ સારી પેઠે પૈસા છે ને એની પછી તે તને મુબારક છે. હું હવે તારી પાસે માગું છ કે તારે મસુરી આવવાનું માંડી વાળવું. તું એની સાથ લગાણુની કીયા કર. હું જાણું છ કે તે ફકત નામની કીયા છે પણ પછી તેને કાશમીર લઇ જવાનો તારો હક થશે. તે બચારી પોતાની છેલ્લી ઘડીએ જરાબી ખુશાલ થાય તો મારો જીવ ઠરે. મેં જોયું છ કે તું આગળ હોયછ તારે વાયોલેટનો ચહેરો કેવો ખીલી જાયછ, ને તુ પોતેબી એના ઉપર ખુરબાન છે."

આટલું બોલતાં સર થામસની છાતી ભરાઈ આવી અને તેવણુ ખીસાંમાથી રૂમાલ કાહાડીને પોતાની આંખો લુછતાં ડચકાં ખાવા લાગ્યા.

"ફલી, મારા બેટા, બધાં કરતાં વાયોલેટનો જીવ તારી ઉપર છે. તું જયારે એના ઓરડામાંથી જાયછ તારે એ જે તાસવીસ કરેછ તે મારેથી જોવાઈ શકાતી નથી."

કેપટન મોદી આ સાંભળીને હરણફાર થઈ ગયો. કેમ જવાબ આપવો તે સુજે નહીં. ખરેખરી તેને ગળે કાચકી બાઝી હતી. તેને મુગો ને ઘભરાયલો જોઈને સર થામસ પાછું બોલ્યા.

"મારા ફ્રેન્ડ, તારી ઉપર મારો પુરો ભરૂસો છે. હું મારી છોકરીને તારે માથે મારવા માંગું છું એમ કદાચ તુંને લાગતું હશે પણ એ થોડા વખતનોજ પરોણો છે ને ફકત બધું સમાધાન ઉતારવા આએ સુચના તુંને કરી છે."

બચારા જનરલ વધુ શું બોલે. એક ગમથી તેવણુ આવી માંગણી કરીને પોતાના આસીસટંટ આગળ હલકા પડે તે તેવણને મનથી કડવું ઝેર જેવું લાગતું હતું. પણ બીજી મેરથી પોતાની વાહાલી બેટી તરફ અત્યંત પ્યાર સામે આવીને ઉભો રહેતો હતો. ફલીની ચુપકીદીથી જનરલ સાહેબ ભારે નાખુશીથી માહા અંદેશામાં પડયા.

"કેપટન ફલી, આ શાદીની હું સુચના કરૂંછ, તેમાં તુંને કોઇબી રીતે ખેજાલત લાગે તેવું થવા દઇશું નહીં. ફકત રજીસ્ટ્રારને ત્યાં જઈને સોગંદ ઉપર નામ

નોધાવી આવવાનું છે. આખી ક્રીયાને દસ મીનીટબી લાગશે નહીં."

"અરે સાહેબ હું—હું—

"ઘભરાના. તારા દીલમા ખુશીને મારે શું ઉભાઇ જાય છે તે હું સારીકાની સમજુછ. શાદી આપરે આઠ દાહાડામાં કરી નાખીને બીજે દાહાડે તમે લોક કાશમીર ઉપડી જજો."

"કાશમીર ! એ શું બોલોછ, જનરલ સાહેબ."

હવે કુલી જાણે સ્વપનો જોતો હોય તેમ ચમકીને ખડો બેઠો.

"તું ચીંતા ના કર, હું આજેજ મારા એક દોસતને લખુંછ કે શ્રી નગરમાં તમારે વાસતે એક સુખવાસી મકાન તૈયાર કરે. તમે લોક બોટમા કે તંબુમાં રહી શકશો નહીં, કારણ કે વાયોલેટને નબલાઈ ઘણી છે."

કેપટન કુલીએ અધવચેજ જનરલને આગળ વધતાં અટકાવ્યા હતે, પણ આ નવી ધાડ એટલી આવી પડી હતી કે તે પોતાની શુધ બુધ ખોઇ બેઠો હતો. તે લાંકડાં જેવો થઇને બેશી રહયો, શરમીંદગીથી તેના મોહ ઉપર રતાશ આવી ગઈ હતી અને તેની છાતીના ધબકારા કોઈ બેહરાનેબી સંભળાય તેમ ઠડકતા હતા.

બચારા ભોલા સર થામસ તો મનમાં મલીદા ખાતા હતા કે પોતાની વાહાલી પ્રીયા સાથ આટલું જલદી

જોડાવાનો મોકો આવ્યો છે તેથી જમાઈજી હરખને માર મુંગા મંતર થઈ ગયા છે. જનરલની ખરેખરી મરજી આ શાદી હાલ તુરત કરાવવાની ન હતી કારણ કે તેવણે મન સાથ ગાંઠ વાલ્યો હતો કે વાયોલેટની હવે જીવવાની આશા ખોટી છે. પણ ત્યારે સવાલ ઉઠશે કે તેવણ આ પ્રમાણે ઉતાવળ કાંય કરતા હશે ? જવાબ સેહેલો છે. પોતાની ધણીઆણી સાથ તેવણ જુદે પડયા હતા અને તેણીને ફાવવા નહીં દેવાને તેવણે આ બાજી રમી હતી કે કાંઇબી કરીને ફ્લી સાથ છોકરીને પરણાવીને તેણીને લાંબે ઢકેલી દેવી. ફ્લીને ગુંચવાયલો ને ઘભરાયલો જોઇ ને સર થામસ સમજીઆ કે કાશમીર સુધી જવાનો ખરચ ભારે થશે એવા ખ્યાલથી ફ્લી મુઝાતો હશે.

" તું ખરચનો વીચાર કરતો ના, ફ્લી. તે બધું હું બરાબર કરી આપશ. "

આખરે હવે ફ્લીની સુધ ઉઘડી.

" સાહેબ, હું હમણાને હમણા જવાબ આપવાને અશક્ત છું. મને લાગેછ કે—કે—કે—મેં ઘણું ગેર-વાજબી કામ કીધું છે. આવતી કાલ સુધી મેહેરબાની કરી થોભશો તો હું વધું વાત કરવાને શકતીવાન થઇશ એમ હું ધારૂં છું. આજે સાંજના કાંઈ જરૂરના કામ સર હું ગેરહાજર રેહવાની પરવાનગી માગું છું—હાલ હું વધુ ખોલાસો કરી શકતો નથી."

આ વાર ફલીનું હૈડું માંહેથી ડંખતું હતું. તે લગાભગ ઠેવાના જેવી હાલતમાં હતો. કાંઇબી કરીને આને ગુલાં સાથ ખરૂં નરૂં થવુ જોઈએ. ગુલાં પાસે જનરલ સાહેબને કાગળ લખાવ્યું હોય તો કેમ? ઓ ખોદા! જનરલ તેને જુઠો અને ઠગારો કહેશે તારે તેના માસટર આગળ તે શું નાકે ઉભો રહેશે. જોઇએ કાલે શું થાય છે.

---

## પ્રકરણ—૧૪ મું.

કતલ કરને કો આશક કો
　　　નીચેહ તલવાર કાફી હય
પરેશાં દીલ દીવાને કો
　　　નહીં દરકર જંજીરો કી.
પરેશાં દેખ કર મુંજ કો
　　　ન ઇતના ઝુલ્મ કર ઝાલીમ
શફકત મેહરબાની સે
　　　હુમારા પ્યાર કાફી હય

જફર.

આપણે પાછા કુનુર તરફ નીઘા પોંહોચાડીએ. મુરંબ્બી કેપટન ફલી પાછા ઘણીઆણી આગળ સટકી આવીને ઈઝીચેર ઉપર નખાયલે ચેહેરે બેઠા છે. ખુરસીના હાથા ઉપર ગુલાંમાય બેઠાં છે અને તેણીનો હાથ કેપટન ફલીએ પોતાના હાથમાં પકડી રાખ્યો છે. આહ! વાંચનાર આ પીકચર કેવું અર્થસુચક છે

ને તો તું જાણતો અથવા જાણતી હશે. ને હજુ નહીં જાણતો હોય તો ચંદરોજમાં કોઈ વખત જાણશે. ઘણો વાર અંદેસામાં પડી રહી ફ્લી બોલ્યોઃ—

"ઓ માઈ ગાડ—હું કેવું ઇચ્છું છ કે મારી પાસે દોલત હતે. મારી વાહાલી ગુલ, આપરે શું કરશું તેની મને સમજ પડતી નથી. તારી સાથે ઉતાવળમાં પરણીને મેં તુંને ફસાવી. તું ઘડી ઘડી બોલેછ કે મારો ઘોડો, ને પોહો તટુઓ વેચી નાખ, પણ તેટલાંથી મારૂં અડધું કરજબી ફીટે નહીં ને બીજાઓ આગળ કયે નાકે ઉભો રેહું."

"પણ તારે મારો રસતો શું? આપરે શું અહીં ભીખારી હાલતમાં પડી રહીએ?" ગુલાંએ જવાબ દીધો.

"તેજ મારી મુઝવન છે તો. આપરે તો કોઈબી રીતે આપણું ફોડી લઈશું. પણ મોહોતને કાંઠે આવેલી વાયોલેટ જયારે એ જાણશે તારે તો જરૂર એ મરી જશે તેનો મને ધસકો પડયો છે. અરે ખોદા, કાંહાંને કાંહાં આપરે સ્ટીમર ઉપર સાથે મળી ગયાં!"

"ફ્લી! એ તું શું બકબક કરી રહયોછ?"

"મારા જાન—મારાં જીગર, મારૂં બોલવું તું સમજી નહીં. હું એમ કહેવા માગતો હતો કે બચારી વાયોલેટને જીવવાને હવે ઘણોજ થોડો વખત બાકી છે તો તેટલો વખતબી તેને ખુશી રાખવાનું મારેથી બને

તેમ નથી. તે જો નહીં હોય તો પછી આપરે કેવાં અમન ચમનમાં રહીએ. અરે દીકરા, હું કેવા સેહે-તાનીઅત વીચાર કરૂંછ."

ગુલાં ફફડીને ઉઠી અને એક બોલ બોલવા વગર ઓરડામાં પછાડા મારવા લાગી. તેના મોહુ ઉપર રતાશ ચહડી આવ્યો હતો. ફ્લીએ તેણીને પટાવવા પોતાના હાથ લાબા કર્યાં પણ તે આગળ આવી નહીં, પણ સામે ઉભી રહીને બોલી.

"પૈસા પૈસાને સારૂં તમે તવલોછ, કેમ? એજ તમારી મોટી મુઝવણ છે, નહીં?"

"હા; મારે ખાતર નહીં પણ તારે ખાતર, પૈસા વગર આપણે શું કરશું?"

"અંહ! એમ છે? આએ વાયોલેટ ફાયોલેટ કોણ મુઈછ તેની પાસે સારા પઈસા છે—નહીં? ને તમે જો તેની સાથ પરણુયા હતે તો નેહાલ થઈ જતે. કેમ ખરૂં કેની?"

"તેના મરનાર કાકાએ તેનું ત્રીસ હજાર રૂપીઆ નામ પાડયું છે અને વીલમાં એમ ફરમાવ્યું છે કે તેણીની શાદીને દાહાડે એ રકમ તેણીને આપવી."

"એ બધું ખરૂં, પણ એને બચવાની કંઈજ આશા નથી?"

"એના ડાકટરો તો એમ કેહેછ. ડીઅર તું મારી ઉપર ખફા છે, તે જોઈ મારો બળાપો બેવડો વધી

જાયછ. મારી મુશકેલીમાં તુંબી એમ કરેછ? વા
જેમ તારી મરજી."

ફલીનો ગભરાટાયલો નાચાર ચેહરો જોઈને ગુલ
દયા આવી ગઈ. તે ફલી આગળ ગઈ અને તેને ચાં
ને કોટી કરીને બોલી.

"ફલી, મારા જાન મને એક વાત કેહ. વાયો
તારે મનથી હવે કુચ નથી. એટલું બોલ, કે હું તારી
છેઉં ને તારો પ્યાર મારા ઉપર જેવોને તેઓ છે ર
સાંભળવા મારો જીવ તપી રહયોછ."

આ મુજબ વાતચીત થવા પછી ગીલગીલોઆનું પુર
શું? સહવારના પોહોરમા ફલીકાકા ઉટી સીધારયા
ગુલાં ગુપચુપ કપડાં સજીને એક ટાંગામાં ઉટી ચ
આવી. તેની મતલબ ફલી ને વાયોલેટ વચ્ચેનો ના
જોવાની હતી. સાંજનાં ફલી કાકા વાયોલેટને
વીકટોરીઆ ગાડીમાં ફરવા લઈ ગયા ત્યારે તેઓને થોડે
ખબર હતી કે ઝાડીમાં છુપાઈને એક પારસી બાઈ તેએ
ચેનચાળા એક વાઘણની પેઠ જોતી હતી. આહ! ચ
શોભતી વાયોલેટ કે? ખલીર કાગડા જે
આજે મરે તો કાલે બે દાહાડા થાય તેવી ઢુકતી ઉ
ફલી ઘેલો ગાંડો બની ગયો હતો!

રાતના ફલી પાછો ઘેર આવ્યો તારે ગુલાં ર
ઉપરથી ઓવરાઈ પવરાઈ જતી હતી. તેને સારૂં પીવ
પાણી લાવે, ને ખુરસી ઉપર તકીઆ ગોઠવે ને

રાજી રાખવા હજારો ફાંફાં મારે. અલબત તેના બદલામાં ગુલાં આશા રાખતી હતી કે ફલી તેના ઉપર ખુરબાન થઈ જશે, પણ ફલી જરા કંટાલેલો, ઠાકેલો દીસતો હતો. ખરી વાત કેહવામાં શરમ નથી. ગુલાંએ તે રાત ધરફરીમાં ગુજારી પણ ભલાં માણસ ફલી તો કરારને જીવે ઉંઘી ગયો હતો. તેણે પોતાને માથે શું આફત આણી હતી તે ફલી ઉંઘમાં ભુલી ગયો હતો. તેનો શાંત ખુશનુમાં ચેહરો જોઈ જોઇને ગુલાંનો હરખ માયો સમાયો જાય નહીં, તે મન સાથ બરબડી.

"આહ! મારો પ્યારો ફલી, કેવો શાંત નીંદ્રામાં પડેલો ને કેવો ફરેસતા જેવો લાગેછ."

સહવારના સાત વાગતે ધણીજી જાગયા ત્યારે ગુલાંના પેટમાં ફાળ પડી. ફલીના કપાલ ઉપર પાછી ચીંતાની કરચલી વળી હતી. આજે જનરલ સાહેબની હજુરમાં શું થશે તેના વીચાર અને હાથ સોસારાથી તેનો ચેહરો કુમળાઈ ગયો હતો. બેઉ જણ નાસતા ઉપર બેઠાં ત્યાં જાણે તેઓએ સપ કીધો હોય કે આજની યાદ તાજી કરવી નહીં એમ લાગતું હતું. ફલીનો આ ફનુરમાં પેહલ વેહલો નાસતો હતો. ઉટીમાં તેની ગેર-હાજરી જણાશે તો આપદા છે. આજે તો જનરલ સર થામંસ એટકીન આગળ ખરૂં નરૂં કરવા વગર છુટક નથી. થોડા કલાકમાં મોહોકાનનો ડંકો વાગશે.

ગુલાંએ તેને હસાવવા પટાવવાની ઘણીબા તજવીજ કીધી પણ ફોકટ.

"વાહલા ફુલ, તું માન કે ના માન, ગઈ કાલે હું જરા ખબરી હતી ખરી, પણ હું તારી ફરમાબરદાર ગુલામ છેઉં એમ જરૂર માનજે. જો તુને કસી અલવલ આવે તો હું મારો જીવ કાહાડી નાખું."

"ડીઅર, હું તે સારીકાની સમજુછ, પણ મારો જીવ બાજી રીતે ઉદાસ છે."

"તું પૈસાને ખાતર મુઝાયછ પણ તું મને હજુ બરાબર ઓળખતો નથી. હું તારી ઉપર એવી ઘેલી દેવાની છેઉ કે તારી સાથ ઝુપડાંમાં રહીને સીવી સાંધીને તુંને રાજી રાખું."

આટલું બોલી ગુલાં પોતાના ધણી તરફ ટીકી ટીકીને જોવા લાગી કે પોતાના બોલવાની શું અસર થાય છે.

ફુલી કરગારીને બોલ્યો "એ તો તારી ભલાઈ છે હીકરા, તું મારાં મનની વાત જાણુતી નથી. મેં તુંને કેવી ફસાવી છે તેનો હું જયારે વીચાર કરૂછ તારે મારી છાતી ફાટી જાયછ. મને કંઇ રસ્તો સુઝતો નથી."

ઘણો વાર વીચાર કરી ગુલા પાછું બોલી. "સર થામસની બેટીને બચાવાની ખરેખર જરાબી આશા નથી? એ વીશે તારી પુરેપુરી ખાત્રી છે?"

જેનો ફુલીએ હાનો જવાબ દીધો કે ગુલાં તેની પાસે આવીને ભરાઈ અને તેનો હાથ પકડીને બોલી,

"એમ છે? તારે એને આપરી સગાઇ કેહવાની જરૂર શી છે? એની સાથ નામના દાણ્ણા પાડીને રાજી કરની?"

આ કઢંગા શબ્દો સાંભળતાં ફલીએ ગુસ્સાથી ચમકી ને ગુલાંનો હાથ ફેંકી દીધો ને ઉજલો વાઘ જેવો થઈને બોલ્યો "ગુલાં, તું એ શું બકેછ, તારૂં માથુ ખીસી• ગયુંછ કે શું? આજે તુંને શું થયુંછ."

ગુલાં કાંઈબી બોલ્યા વગર ગભરાઇને ફલી આગળ ગઈ કે તેને ચાંપીને કોટી કરે પણ ફલીએ કુમળાયલા ચેહરા સાથે તેણીને ખસાડી મુકી.

"નાદાન છોકરી, તું શું બોલી? હું એક બોલ સમજીઓ નથી. કોણ જાણે તારૂં માથું ગીયુંછ કે મારૂં ગીયુંછ.

"ડીઅર, તું એમ મારી ગમ ડોળા કાહાડીને ના જો–એમ તું બોલેછ તારે મારી સુધ બુધ ઉડી જાયછ. હું તારાં ભલાંને માટે સેહેજ બોલી. તું જાંહાં સુધી મારો છે તાહાં સુધી હું ભીખારી થઇને રેહેવા તૈયાર છું. જયારે મેં એક મરવા સુતેલી ઓરત સાથ તુંને જોડાવાની સુચના કીધી તારે મારા પોતાના કરતાં તારાં સુખનો, તારી સલામતીનો મે વીચર કીધો. પણ જારે તું મારી ગમ એમ ડોળા કકડાવેછ તારે હું ઇચ્છુંછ કે હું તારી આગળ પડીને મારો પ્રાણ છોડી દેઉં."

આટલા શબ્દો બોલી ગુલા ભોય ઉપર ફસડાઈ પડી અને ઝાર ઝાર રડવા લાગી પણ ફલી ખુરસી ઉપરથી ઉઠયો નહીં.

"ગુલાં, તું ઘેલી થઈ ગઈછ, તારૂં ભેજું ઠેકાણે નથી. હું તારી સાથ કાયદાની રૂહે પરણ્યા પછી મારેથી બીજી સાથ કેમ પરણાય? શું તું મને સાત વરસ બંદીએ મોકલવા માગેછ?"

"પણ કોઈ શું જાણશે કે આપણે પરણેલાં છેએ? તુરત વેળા ગુચવણ મટી જાય કે પછી આપરે નવસારી જઈને નવેસરથી દાણા પાડશું તો કોઇ શું જાણવાનું છે. હું તારા ભલાને ખાતર કેહુંછ."

આટલું બોલી ગુલાં તેનો હાથ પકડવા જતી હતી પણ ફફડીને ફલીએ હાથ ખીસાડી નાખ્યો.

"ખીસતી જા, તારો પ્યાર મને જોઇતો નથી. આવી સુચના કરતા તારે શરમાવું જોઇએ. તું મારી સામે ઉભી રહીને મને એક લફંગા બદમાશ થવાનું સુચવેછ. હું હમણાં કંઈ બોલશ તો તારા બાલે બાલ ઉભા થશે."

આટલા શબ્દો બોલીને ફલી રોહોસા ભેર ઉઠીને હોટેલની બાહાર પડયો. ગુલા પોતાના ઓરડાનું બારણું મોહેથી બંધ કરીને ધસાધસ રડવા પડી. વાંચનાર, આ આંસું દલગીરીના હશે કે ફલીની મોહોબત તાજી છે તેની ખુશાલીના હશે? આગળ ચાલતાં જોઇશું.

## પ્રકરણ—૧૬ મું.

પાગળ સમજી સહુ હસે
કહે દીવાનો યાર
પ્રીતે કીધો બાહાવરો
મજનુનનો અવતાર
જર જોબન અંતે ફના
મીથયા છે સંસાર
પ્યારે કીધો પ્રેમને
તેનો તાબેદાર.



કેપટન મોદ્દી કુનુરના હોટેલમાથી રોહોંસા ભેર નીકળી ચાલ્યો ત્યારે તેનું મગજ ઘુમતું હતું. તેણે સોગંદપર સોગંદ ખાધા કે બસ આજે જે થાય તે ખરૂં. બધી વાત ખુલ્લાં મનથી જનરલ સાબને કહી દેવી. વધારે ધીલ કરવામા કાઇ ફાયદો નથી. કુનુરથી ઉટી જતાં ફકત દસ માઇલનું છેટું છે પણ તે એટલો અધીરો પડી ગયો હતો કે રસતો નીઠે નહીં. તે જયારે ઉટી પુગો ત્યારે તે ઠાકથી અને ઉંતેજારીથી લીંબા બુમલા જેવો થઇને હાંફતો હતો. દરવાજા પરના ચપરાસીએ રાબેતાની સલામ કરી તેભી ફલીએ જોઈ નહી. ચપરાસી અલબત કાંઇ બોલ્યો નહીં પગુ મન સાથ અજાયબી પામ્યો કે આજે કેપટન સાબ સાહવારના પોહોરમાં કોપટું ચહ-

ડાવીને નાક ભીંજવી આવ્યા છે કે શું? જનરલ સાહેબ અને મેમ સાહેબ એક ફલાવર શોમા ગયાં હતાં. સાધારણ રીતે તેઓની સાથે જવાની ફલીની ફરજ હતી. પણ આ સઘળું આજે તે વીસરી ગયો હતો.

એનું સત્યાનાશ થાય એનું! ફલી બધી વાત ખરૂં નરૂં કરી દેવાની તલપાપડમાં હતો ત્યારે ન ધારેલા હઝારો વધન નડતાં હતાં. ચીંતો નહીં, જનરલ સાહેબ નથી તો પીડા ઓછી. વાયોલેટના ઓારડામાં જાઉં તો કેમ? ઘડીમાં વીચાર કરે કે જાઉં ને ઘડીમા માથું ફેરવી નાખે કે નહીં જાઉં. બસ એ તે એજ. મારતે ઘોડે ફલાવર શોમાં જાઉં ને ત્યા બધાના દેખતાં રોખરૂં જગાડું! ફલાવર શો બપોરના એક વાગતે ખુલવાનું હતું ને બપોરના ત્રણ વાગતે પોલોની મેટચ હતી જેમાં ફલીએ સામેલ થવાનું કબુલ્યું હતું.

એવામાં કમબખત સઇસે આવીને અદબથી પુછ્યું કે સાહેબને પોલો માટે ક્યુ તટ્ટુ જોઈશે. ફલીએ ઘરર દેતો હુકમ આપ્યો કે સવારીનો ઘોડો તઈયાર કરે.

“સાહેબ—હમણાં સવારીનો ઘોડો? સાહેબ આજે ત્રણ વાગે પોલો ને સારૂં ક્યુ તટ્ટુ?”

“જાઓ યુ ગદ્ધા, એક દફે કહયા તે સુનતા નહીં-યુ ડેમ. રાસકલ!”

સઈસ ઘભરાઇને નાહાઠો. ઘોડો આવીને ઉભો કે ફલી મેડની માફક સવાર થઇને ચાર પગે છોડી મુકયો. બચારા ઘોડામાં જો વાચા હતે, વીચાર શકતી હતે તો મનમાં સમજતે કે આજે પોતાનો સદાનો કદરદાન માલેક સાવ દેવાનો થઈ ગયો છે.

પણ આ અચબુચ સવારી એ એક ફાયદો થાયો. ગુલાં ઉપર તેને જે ખફગી બતાવી હતી તે જરા નરમ પડી. તે ગમે તે બોલી હતી ખરી પણ તે ફલીના ફાયદા માટેજ કેની? વાયાલેટ સાથ જુઠાં લગન કરવાની તેણીએ સલાહ આપી હતી તે કોણને કાજે? ફલીના પ્યારમાં તે આંધળી થઈ ગઈ હતી. ગરીબ ગાય જેવી ગુલાં, ફલીને હવે વીચાર આવ્યો કે તેણે ગુસ્સામાં ગુલાને હરકાટી કાહાડી તેમાં તેનો પોતાનોજ કસુર હતો. પણ સબર, એ એવી ભાણુ ભુલી કેમ બની ગઈ હશે. શું ગુલાંની સમજાવટથી તે પોતાના ધણી ની આબરૂની ધુલધાની કરવા માંગતી હશે.

ગરીબ બચારી ગુલાં!

જે મીનીટ જતી હતી તેમા ફલીનો રોહોસ નરમ થતો ચાલ્યો. હું કેવો બેવકુફ કે તેણીને સમજાવીને તેણીની ભુલ દેખાડવાને બદલે હડખાં કુત્રાની પેઠે છેડાઈ પડયો! ગમે તે પણ એ બચારી ભોલી ભટાક છોકરી, તેણીને જે રસ્તો સુજ્યો તે ભરભર બોલી પડી પણ મેં મારૂં સમતોલપણું જાલવી રાખવું જોઈતું

હતું. ચીંતા નહીં, બેટા ફ્લી, જરા ધીરજ ધર. કાલે હું પાછો કુનુર જઇને એની ભુલ એને બરાબર સમજાવશ ને પાછું સમાધાન થશે. એતો મનમાં ગણત્રી કરી રહી હશે કે કંઇબી ભોગે મારા ફ્લીને બચાવી લેઉં—મારે ખાતર એ એકલવાઈ છોકરી મારેથી બે ત્રણ મહીના છુટી પડવાબી તૈયાર થઇ—ગરીબ બચારી! એક મરવા સુતેલી ઈંગ્રેજ છોકરીના બાકીના દાહડા ખુશાલ રાખવાનો ગુલાંનો ખ્યાલ હશે. તેણીએ વીચાર્યું હશે કે વાયોલેટ સાથ રજીસ્ત્રારની હાફીસમાં લગનનો ગાંઠ જોડાશે તે ફકત નામનો હશે અને તેની ખરી મકસદ એટલાજ હશે કે ફ્લાં એ છોકરીની ચાકરીમાં રહે ને દુન્યાંની નજરમાં ખરાબ નહીં લાગે.

હા—હવે ફ્લી બધું બરાબર સમજયો.

ત્યારે હવે ફ્લીએ આગળ કેમ ચાલવું. શું આવી ભપકાબંધ નોકરી છોડી દઇને મુંબાઇ ઉતરી પડવું. ત્યાં પ્રાક્ટીસ કરીને બે જણનું પેટ ભરાશે તે વાશે તેને મોટો શક હતો અને ખરી વાત એ હતી કે તેને લશકરી ડ્રેસ અને એડીએ સગારોના કાટા અને ચોબદારોની સેલ્યુટનો જરા શોખ હતો. પાછી મુંબાઇમાં ગલીએ ગલી પાટીઆ મારેલાં કોહી જતાં હતાં, તો તાંહાં તેનો ભાવ કોણ પુછવાનું હતું.

આવા વીચારમાં ફ્લી હવામાં કીલ્લા બાંધતો હતો, એવામાં તેના ઘોડાએ ઠોકડ ખાધી અને તે સેજમાં પડતા બચી ગયો. હવે તેની સુધ ઠેકાણે આવી અને વીચારમાં ને વીચારમાં પોતાના બંગલા તરફ પાછો વળ્યો.

રસતો કેમે કરતાં નીકે નહીં. ઓહો ! જયારે બધી વાત જણાય તો ઉટીઆ કેવી ચાવાચીવી થાય. ગુલાંનું અને પોતાનું નામ જગમાં હીનાય, ગરીબ બચારી બીમાર વાયોલેટનું મોહોત આવે, પણ હવે ત્યારે રસતો શું ? વળી તેને એક નાપાક વીચાર આવ્યો કે તેની ઉપરથી ગુલાં તો સટીમર ઉપરજ ઓવરાઈ જતી હતી, તો પછી તેની સાથ લગણથી બંધાઇ શું કામ ગયો હશે. ઘણા જણ આવી નકામી ક્રીયા વગર ભપકામાં માટી બૈયર તરીકે રહેતા નથી શું ?

અરે પણ અભાગ્યો ફ્લી તેમ કરે એવી તેની સરજત અથવા દયાનત ન હતી. તે ખોદા પાસે હઝારો હઝાર દુવા હર પળે માગતો હતો કે એવી પાપી રીતે કોઈબી સ્ત્રીને ફસાવવાની તેની ગણત્રીમાં ન હતું.

તેણે જયારે વાયોલેટને પ્રામીસ આપી હતી ત્યારે તે પાલવાની તેની ખરી નેમ હતી અને જો ગુલાંએ તેનું માથું ફેરવી ન નાખ્યું હતે તો તે વાયોલેટને સેવટ સુધી સાચ્ચો નીવડતે. ગરીબ બચારી ગુલાંએ તો તેની ઉપર દયા કરીને એક માર્ગ બતાવ્યો હતો પણ એવો પાપી અને જોખમ ભરેલો માર્ગ લેવાની ફ્લીની હીંમત ચાલતી ન હતી.

પણ જાણે એમ સમજો કે ફ્લીની અને વાયોલેટની અમથી નામની શાદી થઇ તો કોણ ખરી વાત જાણ-

વાનું છે. ઉલટું ફલી ઘડીએ ઘડી વાયોલેટના સીક ઓરડામાં કલાકના કલાક કાહાડતો હતો તેની ખણુખોધ દીલના આશીસરો પોતપોતામાં કરતા હતા તે બંધ પડે.

---

## પ્રકરણ—૧૭ મું.

પ્યારકી કોઇ, ખબર લાતા નહીં
દમ લબો પર હય, નીકળ જાતા નહીં
મન સતા જાલીમ તું, દીલે મનઝુરકો
કયા તુજે ખોફે ખુદા આતા નહીં
તુજ પર મરતી હું, તેરે સીરકી કસમ
મય કસમ જુઠી કભુ ખાતી નહીં.

---

ફલી ફફડી ચટકીને બાહાર પડયા પછી ગુલાં પાછી પોતાના ઓરડામાં ભરાઇ અને માંહેથી બારણું બંધ કરીને સુવાના કોચ ઉપર ઉંધે મસતક પડી અને ઝાર ઝાર રડી. તેણીએ ફલીને એક ઘણીજ કઢંગી માગણી કરી હતી અને તે ફલીએ ઘણાજ ગુસ્સા સાથ તરછોડી નાખી હતી. પણ ખરૂં કહીએ તો તેથી નાખુશ થવાને બદલે ગુલાં મન સાથ રાજી થઈ હતી. કારણ કે તે સારી પેઠે જાણતી હતી કે જો તેની સલાહ પ્રમાણે ફલી ચાલતે તો ગુલાં પોતાનો જીવ પછાડી નાખતે.

પણ ત્યારે કોઈ પુછશે કે એમ હતું ત્યારે ગુલાંએ આવી નાપાક સુચના પોતાના ધણીને કરી શા સારૂં. ખરી વાત એ છે કે પૈસા પૈસાની મું ઝવણીથી ફલીનો રડમસ ચેહરો ગુલાથી જોવાઈ શકાતો ન હતો. પણ ફલીએ તેણીની શીખામણ તુછકારથી ધીકારી કાહાડી હતી, એટલે મનથી તો ગુલાંને ઠંડક વળી હતી. "ગરીબ તો ગરીબ! ગરીબીમાં શરમ શી છે? સારૂં થયું કે ફલીએ મારી શીખામણ માની નહીં! ગમે તે થાઓ પણ એ મારો પોતાનો માલ; કોઈ બીજી સ્ત્રીની શું મગદુર કે તેને મારી આગળથી દુર કરે. એ ગુસ્સે તો થયો. પણ જયારે ઠંડો પડશે ત્યારે પોતાની મેળે મારાં પાસાંમાં ભરાશે, ને મને માફ કરશે. એનો ગુસ્સો નરમ પડશે તારે એ પોતાની મેળે જોશે કે મે જે સલાહ આપી ને એના પોતાના ભલાંને માટે હતી. જોજોની કાલે એ દોડતો પાછો મારી આગળ આવશે."

આવા આવા તુરંગમાં ભોલી ગુલાંની સહુવાર પસાર થઇ ગઇ અને ખરેખર તેમજ બન્યું. ગુલાંએ હજુ તો નાસતાને હાથ લગાડયો નથી એવામાં કેપટન મોદી સાહેબની સવારી આવી પુગી. ફલી તદન ઠાકી ગયો હતો અને તેના કપાલ ઉપર ચીંતાની કરચલી વળી ગઈ હતી. ગુલાં તેને જઇને વળગી પણ ફલીએ કોઈ બી રીતે તેણીની તરફ જોયું નહીં.

“ વાહાલા ફલી, તારૂ આંગ કેટલું ગરમ છે. તાવ ચહડેલી તો નથી ?”

“ નહીં, હું મારતે ઘોડે ભર ગુસામાં આયો એમ લાગતું હશે.”

“ બલા જાણે, તેં નાસતો કીધોછ કે ? કાંઇ સારૂં મંગાઉં ?”

“ નહીં, મને કસાંની ભુખ નથી. સાંભળ ગુલ

આટલું બોલી તે ભોંય ઉપર ફસડાઈને બેસી ગ

જરા વાર દમ ખાધા પછી મરવા જેવા સાદે ફલ પાછી વાત છેડી.

“ ગુલાં, તેં આજે સાહવારે જે સુચના કીધી હજુબી કરવા માગેછ ?”

ગુલાંથી કાંઈ બોલાયું નહી પણ વાંકી વળીને પોત પતીનુ માથું પસવારવા પડી.

“ ડીઅર, હું જે ઉતાવળમાં બોલી તે સારૂં મારી ઉપર ગુસ્સે થયો, પણ હવે હું તારી આ શરમીંદી છેઉં.”

“ તે બધું ગમે તેમ હોય પણ હજુબી ત વીચાર તેમ છે ?”

“ મને બીજો કોઈ રસતો સુજતો નથી, વાહાલા ફલી

“ પણ તારી સુચના હું કબુલ રાખું તો તું ધીકારે કે નહીં ?”

"તુંને ધીકારૂં ! એ મારા પ્રાણ, જે મેં રસતો સુઝાડયો તે તારાં ને બધાનાં ભલાં માટે હતો, બધી વાત છુપી રેહ તો કોઇને નુકસાન થવાનું નથી એમ મને લાગ્યું."

"એમ છે, તારે તો હું તારી સુચના પ્રમાણે કરવાનો એરાદો રાખુંછ."

આ પછી તેઓ બેહુ જખમી જાનવરોની પેઠે વળગીને બેસી રહયાં. યારો, આ જવાબથી ગુલાંની છાતીમાં કેવા હથોડા લાગતા હશે તેનો ખ્યાલ તમને કયાંથી આવે.

"ઓ ફુલી, પણ તારેથી એ મામલો ખમાશે કે?"

"મને બીજો રસતો સુજતો નથી."

પણ આ જવાબથી ગુલાંના ધભરાટનો પાર ન રહયો. કાંઈબી કરીને વાત ઢીલમાં નાખવાની ગણત્રીથી તે બોલી.

"પણ, હું ધારૂંછ કે તું કાંઈબી પગલું ભરે તે અગાઉ પેલી ઇંગ્રેજ છોકરીના ડાકટરોથી પુછીને તારી ખાત્રી કરે કે એ જીવશે નહીં તો પછી:—

"હા; હું હમણુાંને હમણાજ જાઉં. કદાચ સર થામસે નકામી વાત સાહરાવીને કહી હોય."

"ભલે સીધાર, પણ મને પાછું આવીને બધું ખરેખર કેહજે નહીં તો મારો જીવ કાહાડી નાખશ."

ફુલીએ ડઘાઇને પોતાની ધણીઆણી ગમ જો ગુલાંના મનમાં શું હતું તે હજુ નક્કી તે સમજી શક ન હતો.

"ગુલા, તું ખરેખર ખાત્રીથી કેહેછ કે તેં સુચના કીધી તે પ્રમાણે ચાલું તો તારેથી સોર શકાશે?"

"અરે હારે બા હા, કેટલી વખત એકની વાત બોલાવેછ."

ફુલીબા વાયોલેટના ખાસ ડાકટરને મળવા તો ગ પણ જ્યારે તેવણ પાછા કુનુર આવ્યા ત્યારે તેવણ ગુરા ઢીલા ધચ હતા. ઘણી રીતે ગુલાએ પટામ કીધા છતાં તેના પેટમાંથી વરાળ નીકળી નહીં. બે ડાકટરોએ ખાત્રીથી કહયું હતું કે વાયોલેટ બે મહીનાથી વધારે કાહાડશે નહીં. બસ થઈ ચુકું.

---

## પ્રકરણ—૧૮ મું.

કોઇ રબકી મરજી કયા જાણે
દુન્યા મતલબ અપના જાણે
જો જીસપર બીપત બીટી હય
વો યા જાણે કે મૌલા જાણે.

---

સર થામસ એટકીન અને કેપટન મોહી એક વાને બેઠા છે. સર થામસ અંતે બોલ્યા:—

"તારે હવે બધી ગોઠવણ તો નક્કી થઈ. હવે તો લગ્નનો દાહાડો નક્કી કરવાનો રહયો."

ખરૂં કહીયે તો ફલીએ વાયોલેટ સાથ પરણવાની હા પાડી તેથી જનરલ સાહેબ રાજી તો થયા હતા પણ સાથે અજાયબબી થયા હતા. ફલીની પહેલી આનાકાની, પાછળથી તેની વારંવાર ગેરહાજરી એ બધા પરથી જનરલ સાહેબને તો લાગતું હતું કે વાયોલેટની મરનતોલ હાલત જોતાં ફલી આખરે છટકી જશે. ફલીની કુનુર તરફની મકરકુદી ઘણાઓએ જોઈ હતી પણ કોઇએ જનરલ સાહેબને ચેતાવવાની હીંમત કીધી ન હતી. પણ એટલું તો ખરૂં કે જનરલ સાહેબ ફલીની ઘભરાયલી ચાલ ચલણથી લગાર વેહમમા પડયા હતા.

પાછલથી જયારે બધો ખોલાસો થશે ત્યારે જનરલ સાહેબ દીલથી ઘણા આઝોરદે થશે કે તેવણે વાયોલેટને ખાતર જોઈતી તપાશ કરી નહીં હતી. પણ સર થામસ સુધા ગ્રહસ્થ હતા. તેવણે વીચાર કીધો કે ફલીની મુઝવણ ગમે તે હોય પણ તે મુઝવણ ફલી છુપાવવા માંગતો હોય તો તે વીશે ચાવાચીવી કરવાને કોઇને હક ન હતો. કબુ ફલીના બાબમાં કાંઈ ઘોંટાળો હોય બી તોબી તે વાયોલેટ ઉપર ફીદા હતો એટલે જનરલ સાહેબ તેટલાંથીજ સંતોશ પામ્યા હતા.

"ફલી, આજે ૧૨ મી તારીખ થઇ. આપરે તા. ૨૦ મી નો દાહાડો નક્કી કરીએ તો કેમ?"

"નહીં નહીં, જનરલ સાહેબ, એ દાહાડે તે અંબાલામાં ક્રીકેટ મેચ છે ને ત્યાં રમવાનું મેં કબુલ કીધું છે," ફલીએ અકળાઇને જવાબ દીધો.

આ જવાબ જનરલને જરાબી રૂચ્યો નહીં પણ તેવણ ઠાવકા હતા એટલે અખાડા કરી ગયા.

"અંહં! તારે ૨૦ મી નહીં તો ૩૦ મી તારીખ રાખ્યે? તુંને આખું અઠવાડીયું મળશે ને કાશમીર માટે તૈયાર કરવાનું બની શકશે."

ફલી અકળાઇ ગયો. શું જવાબ આપવો તે સુજે નહીં પણ કાંઈ જવાબ તો આપવોજ જોઇએ.

"પણ સાહેબ, વાયોલેટનીબી મરજી પુછવી જોઇએ. આપરે આટલી દોડાદોડી કરીએ તે વખતે એને ગમે બી નહીં."

"એ બચારી કઈ બોલવાની નથી. હવે આવી ગરમીમાં વધારે વખત એને અહીં રાખવાનું ઠીક નથી" આ પ્રમાણે જનરલ સાહેબ તો કુવો તલાવ પુરવાની દોડાદોડીમાં પડયા હતા.

"ઠીક છે, સાહેબ, હું વાયોલેટ સાથ વાત કરી જોવસ કે તા૦ ૩૦ મી માટે તેને કંઈ વાંધો છે; તે બચારીને દોડાદોડી કરીને ઘસડ પસડ કરવાની મારી મરજી નથી. હું ધારૂં છ કે તા૦ ૩૦ મી એ બની શકશે."

ફલી આમ ફરજને મારે બોલ્યો ખરો પણ તેના પેટમાં ઉલગબરડી ચાલતી હતી અને તે ઇછતો હતો કે ખોદા કરે ને વાયોલેટ તા૦ ૩૦ મી એ પરણવા ના પાડે.

પણ વાયોલેટ તો ઉલટી ખુશ ખુશ થઈ ગઈ. બચારો ફલી બધી વાટે લાઈલાજ થઈ ગયો.

વાયોલેટનો જીવ જાન ફલી, તેની સાથે એકલું કાશમીર જવાનું એટલે આ ભલી છોકરીનો ચેહરો ખુશાલીથી ચમકી ગયો હતો. તે જયારે ત્યારે બોલતી કે "હું સારી થતી જવસ કેની તારે આપરે એખલાં એખલાં કેવી મઝાહ કરશું, હું ફલી ડારલીંગ."

પણ આ શબ્દો ફલીની છાતીમાં છરીની પેઠે ખુંચતા હતા. બનવા જોગ છે કે ફલીનુ મોહ કુમલાઈલું. વાયોલેટના જોવામા આવતું પણ તેનો અર્થ તે જુદોજ સમજતી હતી.

"વાહાલા ફલી, તું મારે થકી ચીંતા રાખેછ તે હું બધું સમજુછ—હું જોઉંછ કે તું અવારનવાર અકલાયલો દેખાયછ. આજે સહવારના તું ડાકટરને મારી તબીયત વીશે પુછવા ગયો તેનીબી મને ખબર પડી. ડાકટરે પોતેજ આયા આગળ કહયું. પણ તું એ બધાંનું સાંભળતો ના. તું મારી પાસે હશે તો હું જલદીથી સારી થવાની ને ફર થવાની."

ફલી શું જવાબ આપે. તકીયા ગોઠવવાને બાહાણે તેણે પોતાનો ચેહેરો છુપાવ્યા કીધો પણ વાયોલેટે તેનો હાથ પકડી રાખયો.

"ડીઅર, હું તુને ખાત્રી આપુંછ કે તું મારી આગળ હશે તો મને કંઈ થવાનુ નથી. તું જોતો નહીં કે હું રોજ બરોજ સારી થતી જાઉંછ?"

આટલું બોલતામાં વાયોલેટને હાસાંની જબરી ગુચ આવી તોબી ફૂલીનો વીસમય પડી ગયલો ચેહેરો જોઇ તે મનમાં વીચારવા લાગી કે બચારો ફૂલી ઘભરાયછ કે હું સારી નહીં થવસ-પણ હું નહીં મરવાની, હું જમડાને લાત મારશ. મારા ફૂલીને મુકીને મારો જીવ કોઈ કાલે જાય નહીં. ખોદાએ મને રંગ આપ્યુંછ, રૂપ આપ્યુંછ, સુખ આપ્યુંછ, પૈસા આપ્યાછ તે શું મરવાને વાસતે કે? છટ, ફૂલી તો ઘેલો છે. તે ઘભરાયછબી ને મને ઘભરાવેછબી. આપરે કંઇ અંહીથી મારીઆં ખસવાના નથી. મેં તો મારા ફૂલાને તોટે બાંધ્યો છે. જુઓની, હું કેવી એકલપેટી. મારા જેવી મરવા સુતેલી છોકરી સાથ પરણવાને કેટલા મરદો તૈયાર થયા? પણ મારો દીકરો ફૂલી એક હજારમાંનો એક છે. પણ એક બારગી ધારો કે આજ કાલ તો નહીં પણ છ મહીના વરસમાં હું મરીબી જાઉંતો શું મુઆકો છે. મારા પૈસા એને કેવા કામ લાગશે. હું તો બધું એને આપી જવાની. મારી પછી એ કોઈ નવીને તો જરૂર ઉંચકી લાવશે પણ આપ મુવે પીછે હુબ ગઈ દુન્યાં. મને યાદ તો કરશે? પણ હું મરવાની નથી-બસ મરવાની નથી-નાહીં—નહીં-નાહીં ને નહીં. શું મારા ફૂલીને એકલો મુકીને મરી જાઉં! છટ—નાનસન્સ.

---

## પ્રકરણ—૧૯ મું.

" અરે કોઇ આવો પ્રીયાને મનાવો.
માર્ં દીલડું ચીરી ખોલી બતાવો
મને તપતીને નહીં તપાવો
લાગી અગન બુઝાવો
બોલાવો લોભાવો
પણ પ્રીયા રીઝાવો."

તા૦ ૩૦ મી મેહ ૧૮—ને દીનેના ટાઈમસ ઓફ
ડીઆમાં નીચલો ફકરો છપાયો :—

" કેપટન ફરામરોઝ કા. મોદી—ઈનડીઅન મેડીકલ
ર્વીસ, એમની શાદી લેફટેનટ જનરલ સર થામસ
ટકીનની ખુબસુરત બેટી વાયોલેટ હેનરીએટાની
થ ગોઠવાયાં છે. શાદીની ક્રીયા તા૦ ૩૦ મી
ઉટી મધે થનાર છે. કન્યાની છેલી બીમારીને લીધે
ાણ કાંઇબી ધામધુમ વગર કરવાનું ઠરાવ્યું છે. ક્રીયા
ી આ સુખી જોડું બપોરની ત્રેનમાં રાવળપીડી
ફ ઉપડી જશે. અને ત્યાંથી પાધરૂં કાશમીર જઇને
ફનીમુન ' ગુજારશે. કેપટન મોદી ઉટીમાં ઘણા જાણીતા
ને માનીતા અમલદાર છે અને પોલો તથા ક્રીકેટના
ડા શોકીન છે."

સાધારણ રીતે ગુલાંને વર્તમાન પત્રો વાંચવાનો શોખ
હતો પણ ભલા આદમી શેહતાનજીને મસતી સુજ પડી

એટલે એજ ખબર વાંળુ પત્ર તેના હાથમા આવ્યું કે કોણ જાણે કોઈ ભલા આદમીના ફરઝંદે ખામખા તેણીના ઉપર મોકલ્યું. તે વાંચતાંને વાર ગુલાંની આંખે ચક્કર આવી ગયા અને તે થરથર ધ્રુજવા લાગી. પાસે કોચ ઉપર એક મડમ બેઠેલી હતી તે ઘભરાઇ ગઈ અને ડાકટરને બોલાવી લાવવા ગરબડ સરબડ કરી મુકી.

અફસોસ, ગુલાનો શો વાંક કાહાડયે. તેણીએ બધી વાતનો તો ગળે ગાંઠ બાંધીને પુરો મુકયો હતો પણ આ છતી આંખે ચાત્રી કેમ ભોકાય. બસ ફલી ગયો, હાથથી ગયો. તેણીને તો ફલીએ અટમ પટમ સમજાવી ને સધીઆરો આપ્યો હતો કે પેલી વાયોલેટ તો ઘડી પલ છે ને આજે મરે તો કાલે બે દાહાડા થાય તેવી છે પણ આ ન્યુસપેપરમા તો તેવું કાઇ લખેલું જણાતું નથી. તેમાં તો ઉલટું લખયું હતું કે **આ સુખી જોડું** જલદીથી સેહેલગાએ જનાર છે!

ગુલાંની છાતીમાં અદેખાઈએ ગોયા તીર મારયો હતો. કોઈની શી તાકાત કે તેણીના ધણીને કોઈ પારકી ઓરતના ધણી દાખલ ઓળખાવે. બધાં જણ બાધરા ઉતરતાં હતા તેમ વાયોલેટ ખરેખર ઘણી આજારી નહીં હોય તો? તે પાછી ઉઠીને ઉભી થાય તો? સમજો કે આ શાદી ફકત નામનીજ છે એમ ફલીબા ભુલી જાય તો! તો શું! નખોદના ગાલ્લા!!

છેલ્લા પંદર દાહાડામાં તે પચાસ વાર વીચાર કરી રહી કે ફ્લીને ખખડાવીને લખવું કે બસ આ નાપાક વીચાર એકદમ છોડી દે પણ તેમ કરવાની ગુલાંની હીંમત ચાલી નહીં.

મેચ રમવાને બાહાણે ફ્લી ગુલાંને છોડી આવ્યો, તેનો ચમટો ગુલાંએ જેમ તેમ દબાવી રાખ્યો પણ ફ્લીએ તેણીને જેમ તેમ સમજાવી લીધી કે નહીં જાઉં તો મારા રફીક આફીસરોમાં મારી હસી થાય.

"જોની વાહાલી, એ વાતમા તું નહીં સમજે. ઉટીમાં વાયોલેટને બીજાં બધાંના દેખતાં સાથે વસવું મને મોહોત જેવું ભારી છે. તે જારે તારે બોલેછ કે "હું તો સારી થવસ, તું ચીંતા ન કર." એવા શબ્દો સાંભળી મારી છાતી ફાટી જાયછ. કાશમીર જવાની અમારે સારૂં તૈયાર કરવાના બધાં જણ દોડાદોડી કરેછ તારે જાણે મારે મસતકે ઘુમરી ચહડેછ. એ થકી તો હું અંબાલા સટકી જવા માગુંછ."

આ પ્રમાણે મન મનાવાનું ઠીગડ ઠાગડ કરીને ફ્લી અંબાલા ગયો. ખરૂં કહીએ તો તેથી ગુલાંને ફ્લીને અને જનરલ સાહેબના કુટુંબને જરા દમ ખાવાનો વખત મલ્યો, કારણ કે ફ્લીનો અકળાયલો ચેહેરો અને શફ્સરી હીલચાલ સર્વેને નડતી હતી.

સાધારણ રીતે લેડી એટકીન કસામા ભાગ લેતી ન હતી પણ આ ટાંકણે ફ્લીનો ઘભરાયલો ચેહરો જોઈને તેબી લગાર ચમકી અને પોતાના માટીને એક વાર કહયું:—

"આએ ફુલીના રંગ ઢંગ કાંઇ મને સારા લાગતા નથી. મને લાગેછે કે આએ દોડધામ કરીને જોડું વળગાડી દેવામાં તમે મોટી ભુલ કરોછો."

આ સાંભળી જનરલ સાહેબ તો છીકી પડયા. "કાંય, ફુલીને શું કુત્રાએ કરડયો. એ તમુને શું ધખારો બેસી ગયોછે. વાયોલેટના જીવને જેવું જોઇએ તેવું સારૂં નથી એ વીચારથી ભલો ફુલી ગુંચવાયા કરેછે. બીજું શું ? શું તારે નાચે કુદે ?"

"જનરલ સાહેબ, બેઅદબી માફ છે પણ હું તમારી આંખોએ જોઈ શકતી નથી. આએ લગાણુ દોડાદોડીમાં કરવામાં તમારી ભુલ છે એવું મારૂં પાકકું મત છે."

"દોડાદોડીમા એટલે શું ? મેં કીઆ ચાર ઘોડાની ગાડી ડફરાવી. જે કંઈ મેં કીધુ છે તે ફુલીની પુરી રાજીમંદીથી કીધુંછ."

આટલી ટપાટપી માટી બાયડી વચ્ચે થયા પછી સાહેબ તો ફફડીને ચાલી ગયા પણ ખરૂં કહીએ તો તેવાણુના પેટમ બી જીવ ન હતો. ઠીક થયું કે આ વાર ફુલી ગેરહાજર હતો. કાશમીરનો બંગલો ગોઠવવાની તજવીજમાં અને સામાણુ સુમણુ વગેરે મોકલવાની ધાંધલમાં બધાને જરા શાતી હતી. લેડી એટકીન આ સઘળી ગરબડમા પોતાનો વાંધો ભુલી ગયાં હતાં. એક નવાં જોડાંને માટે પલંગો મોકલવાના ને ગોદરાં તકીઆ ભરાવવાની ને મછરદાનીઓ સીવરાવવાની એ શું

કાંઈ નાહાની સુની વાત છે! પણ એણીમેર આપણે વાયોલેટને વાસારી મુકવી નથી. તે મનથી નચીંત હતી. સઉ કોઇ તેના ઉપરથી ઉકલાઇ જતાં હતાં એટલે તે મનથી હરખાતી હતી કે આ બધા પ્રતાપ ડીઅર ફ્લીના છે. તે વીચારતી કે 'ડીઅર ફ્લી' તેના ઉપર જેવો ચાહ રાખતો તેવો તો દુનીઆમાં તો કોઈ-કોઈ-કોઈના બાબમાં ન હશે. અલબત બનવા જોગ છે કે તે સારી તનદરોસ્તીમાં હતે ને ફરતો હરતી હતે તો કદાચ તેણીને આટલું બધું મીઠ્ઠું મીઠ્ઠું ન લાગતે. બસ વાયોલેટે તો જીવે ગાંઠ બાંધ્યો હતો કે ગમે તે થાઓ પણ વાહાલા ફ્લીને ગળે બાંધી રાખવો. તે અંબાલા ગયો તેનો ચમરો જેટલો ગુલાંને લાગ્યો તેનો અડધોબી વાયોલેટને ન લાગ્યો. તેણીએ તો મોટાં મનથી દીલાસો લીધો કે બચારા માટીડાની જાત તે એક માંદી સાજી બાયડીને કાંહાં સુધી ધરી પકડીને બેસી રહે. જરા ફરે હરે તો મન મોકલું થાય! કેમ બોલીઆ નહીં?

વાયોલેટે પકકો ઠરાવ કીધો હતો કે કાશમીર જવા પછી ફ્લીને એકદમ ધરી પકડી રાખવો નહીં. હમણાં વાયોલેટ એકવીસ વરસની હતી અન ફ્લી સતાવીસ વરસનો હતો પણ આજે પાચ વરસ થયાં તેઓ સાથે ફરીઆં હરીઆં અને રમીઆં હતાં. ટુકમા કહીએ તો વાયોલેટને મનથી ફ્લી તેણીનો એક નાહાનો ખોદાય હતો. અંબાલાથી જયારે ફ્લીના કાગળ આવતાં

ત્યારે તે પચીસ વખત ચીપીચીપીને વાચતી, આંખમા ચાંપતી, તેના ઉપર હોઠ દાબતી અને રાતના સુતી વખત પોતાના તકીઆની તળે સાતતી.

પુઅર ફલી! તેના જીવતરે તો તેજ જીવતો હતો. ઘડીમાં વાયોલેટ યાદ આવે ને બીજી ઘડીએ ગુલાં હૈયે ચહડી આવે. ઘણુંબી વીસરવાનું કરે પણ જે કાંટો પેટમાં ભોકાયો હતો તે આમ કાંઈ સેહેલાઇથી નીકળે! તેણુ અંબાળાથી ફકત બે કાગળ ગુલાંને લખયાં હતાં. પણ તે કેવાં કાગળ! ઓ બાપજી આવો, તે જો વાયોલેટના વાંચવામા આવ્યા હોય તો હું જાણુંછ કે આકાશમાંથી ચાંદબી ધુજીને આએ ધર્થી ઉપર ઢળી પડે.

પણ કુદરતના ખયાલ ન્યારા છે. ફલીનો અવાર નવાર દબાયલો ચેહરો જોઈ વાયોલેટ અજાયબીથી બળાપો કરતી પણ તેનો જીવ જાન ફલી ઉપર હતો. તે વીચારતી કે હું આવી સીક માંડી છેઉં તેનો એ બચારો બળાપો કરતો હશે. એણીમેર વાયોલેટ જેટલો જીવ બાળે તેટલો ફલીની છાતીમાં તીર વાગે.

ફલી અંબાલા જવા નીકલ્યો ત્યારે ગુલાંએ જીવ પછાડી નાખ્યો પણ વાયોલેટ પોતાની ભોળાઇમા કાંઈ બોલી નહીં. તે મોટાં મને વીચારમાં પડા હતી કે માટીડાની જાત તે પોતે ક્રીકેટ રમવાની કબુલાત આપેલી એટલે જાય નહીં તો શું કરે. એક માંડી સાજી સ્રાને દસ દાહાડા જાય તો તેને ફાયદો થશે. અરે યારો આપણા પારસી કુટંબોમાં આવું મોટું મન કયારે આવશે:

ત્યારે ફલુભાઇ રડી તતરીને અંબાલા ગયા તો ખરા. ત્યાંથી પોતાની ઈંગ્રેજ અદરાયલી એકાદ બે કાગળોબી લખ્યાં ખરાં પણ તે એટલાં ટુકાં ને ટચ હતાં કે ગુલાને તેમ લખ્યું હતે તો ગુલાં ફફડી ચટકીને બાલે બાલ પીખી નાખને. પણ ભલી વાયોલેટ તો મનમાં સધીઆરો લેવા લાગી કે બચારો પરાયા ગામમાં રોકાઇ ગયો હુશે તાંહાં લાબાં લચ કાગલો લાવવાની ફુરસુદ કાહાંથી લાવે. બાપડી વાયોલેટને ખબર ન હતી કે આ કાગળો પોસ્ટ કીધા અગાઉ ફલીએ અડધી ડજન શરૂ કીધેલાં કાગળો ફાડી નાખ્યાં હતાં.

આખરે ફલી સાહેબ દસ દહાડાની ગેરહાજરી પછી પાછા ફર્યા પણ ઉટી આવવા અગાઉ કુનુરમાં પેહલાં ડોકું ઘાલતા આવ્યા, આહ! તોબાહ તોબાહ! આ વાર આ જોડાં વચે કેવી રડા રોળ ને રસાકસી થઈ હશે તેનું બ્યાન આપવાને મારી કલમ ચાલતી નથી. વાંચનારે તે સમજી લેવું.

"ગુલાં, ડીઅર, કાલે સહવારના **અમે** રજીસત્રારને તાંહા જઇને લગાણુનો કોળ લેવાનું ઠરાવ્યું છે."

**અમે** આ શબ્દો સાંભળતાં ગુલાંના પેટમાં કુરકુરી ચાલી.

"ડીઅર, ઉટીના બધા આફીસરોએ લગાણની ખુશાલીમા ખુબ પ્રેઅન્ટો મોકલીછ. દીકરા તું મારી પોતાની અતલગની—અતલગાની—છે તે અતલગાની સગી થઈ નો તું શું આપશે?"

"તુંને બોલતાં શરમ નહીં આવતી? હું પ્રેઝન્ટ આપું? મારી ઉપર શોખ આવે તેને પ્રેઝન્ટ આપું? મરતી નહીં કે."

"નહાં, મારી વહાલી, હું તો અમથું હસવા સારૂં બોલ્યો, પણ તેંજ આએ કાજ ગોઠવ્યું કેની. તું જરાબી અકળાતી ના હું તારે સારૂં મજાનો જેવો નાહાનો બગલો મરીમા ભાડે રાખયોછ, તાંહાં તું ખુશાલ રેહેજે. મારી પાસે હવે પઇસાની કંઈ તાણ નથી, ખોદાનું કામ ખોદા કરશે."

"ચુપ રેહ, ફલી, તારૂં મોહોડું બંધ કર."

"તુંને હમણાનું હમણાજ મરી હીલ પર જવાની ઉતાવલ નથી. અમે કાશમીર પત્યે ને પછી હલ્લુ ધીરે જજે."

"અરે બળયું મારૂં જીવતર, ને બળી ગયું મરી હીલ. ફલી તું ઘાતકી છે."

"ને એમબી કેહેની કે ફલી તુંબી મરી ગયો. તુંને દુખ લાગેછ પણ શું મને નહી લાગતું? મારા દીલમાં શું થાયછ તે જો તું જાણે તો એમ બોલે નહી."

"એ તો તમે વસાવી લાયા તે તમેજ ભોગવો." ગુલાં છણકો કરીને બોલી.

## પ્રકરણ—૨૦ મું.

દીલ છીનકે અય મેરા માલીક
તુમ વો પીછલા જમાનાં ભુલ ગયા.
તુમ પ્રીત લગાકે રૂઠ રહે
તુમ સચ્ચે હોકર જુઠ ભયે.

———

દાહાડા જતાં કાંઈ વાર લાગેછ! બધું રંધાઈ ચુક્યું હતું એટલે ફલીબી શું કરે ને ગુલાંબી માથું કુટે! બેહુ જણ સમજી ગયાં હતાં કે તેઓના હાથ બંધાઈ ગયા હતા એટલે હવે તો જે ચુકતાં ચુકે તે ખરૂં. શાદીની સહુવારના વાયોલેટને પાછી તાવ ચહડી આવી. ઝટ ડાકટરને બોલાવ્યો અને તેણે મત આપ્યું કે આજની આજ શાદી મુલતવી રાખી હોય તો ઠીક પડે. આ વાર ફલીની છાતીમાં હઠોડા લાગતા હતા. પછી તે ખુશાળીને મારે હોય કે નાસીપાસીથી હોય તે તો તેનું દીલ જાણે. પણ જનરલ એટકીને ડાકટરની સલાહ હસી કાહાડી. મામલો આટલો બધો આગળ વધ્યો હતો અને અડધા કલાકની રમતમાં શું મોટો ફેરફાર થઇ જવાનો હતો. સારાં નસીબે કે માઠાં નસીબે સાજના તાવ ઉતરી ગયો. પણ વાયોલેટની તાવ સહવારનાં એકાએક ચહડી આવવાનુ કારણ શું? વાયોલેટે તે કોઇ આગળ કહ્યું ન હતું પણ આપણે ચાર આંખ ધરાવ્યે છઈએ. ખરી વાત એ હતી કે સહવારના કાશમીર જવાનો સામણુ પેક પુક કરતાં વાહાલાં માતજીએ હકીમાની જાત જાતના નુસકાઓની

કેતાબો ગંજમાં ઘુસાડી દીધી હતી. અને છુપી રીતે દીકરીને સખત તાકીદ કીધી હતી કે તે બધી વાચવી યાને હકીમજીએ ફરમાવેલા ડોહોચાણો પીવાથી એ ભેજાં દુખાણથી વાયોલેટની તાપ તો એક બાજુએ રહી પણ મારા જેવાનું માંથુબી ચરી જાય. લેડી એટકીન મન સાથ ખાંડ ખાતાં હતાં કે વાયોલેટના કાશમીર સીધારવા પછી તેવણ પોતેબી ચાર પાંચ દાહાડામાં ત્યાં જશે અને દીકરીને ખુબ સમજાવશે. જનરલ તો આવનાર નથી, એટલે ભોલા ફ્લીને સમજાવતા કેટલીવાર.

પણ ખરૂં કહીએ તો જનરલ સાહેબના પેટમાં જીવ ન હતો. કુનુરમાં કંઈ કાળું ધોળું છે એમ આખું ઉટી જાણતું હતું. પણ કોઈ "સાહેબ" ને કેહવાની હીંમ્મત કરે નહીં. તોબી તેવણ બેચેન દીસતા હતા. તેવણે વીચાર્યું કે એકવાર આ શાદી થઈ જાય તો બધી વાતનો છેડો આવી જાય ને દીકરીબી ખુશી થાય.

જરા વાર અંદેસો કરીને "બાવાજી" બેટીજીના ઓરડામાં દાખલ થયા.

"કેમ દીકરા વાયોલેટ, કાલે સહા સાખ થવાની છે તેથી તારો જીવ તો ખુશાલ હશે."

"હા બાવાજી, પણ રખે ફ્લી આગળ ચાલતાં પસતાય કે કાહાંને કાંહાં એક કોહેલી ખખડી ગયલી બઈરી હારી લાયો."

"પણ તું તો દલગીર પસતાતી નથી કેની?"

"હું પસતાઉં ? ફલી સાથ પરણવા હું પસતાઉં? બાવાજી ઓ એ શું બોલોછ? હું તો એમ સમજુંછ કે મારા જેવી નસીબવાન ઓરત બીજી કોઈ નહીં હશે, જોજોની અમે કેવાં એક બીજાના પ્યારમાં વીટલાયલાં રહીશું."

ભલી બચારી છોકરી, બાવાજીની આંખમાં પાણી આવી ગયાં. વીટલાયલાં રેહવા માટે વાયોલેટને વાસતે કેટલો વખત સરજેલો હશે. જનરલ એટકીનથી વધુ ખમાયું નહીં એટલે ઉઠીને બાહાર ગયા. સુતી સુતી વાયોલેટ વીચાર કરેછ કે મારો ફલી, કેવો દાહાયો, કેવો હેત-વાળો આહ ! આ દુનીઆમા ફલીની જોડી છેજ નહીં.

વાયોલેટ જયારે આવા ખુશ તુરંગમા છે ત્યારે ફલી કાકા કુનુરમાં શું કરે છે તે જોઈએ. તેવણ ગુલાંને છેલ્લો સલામ કરવા ગયા તો ખરા પણ ત્યાં રડારોળનો નાટક ચાલી રહયો હતો. ગુલાં માથે તકીઓ દાબીને બોછાણા ઉપર ઉંધેમસ્તક પડીને રડતો હતો.

"ઓ મારા ધણી, હું તો હવે જીવવાની નથી. ખરૂં કેહ કે તારા વગર બીજાં કોઈ ઉપર વાહાલ નહીં કરશ. બસ એટલાજ બોલ કેહે."

"હું પરવરદેગારના કસમ લઇને કેહુંછ કે મારી નજરમાં તું જેવી વાહાલી છે તેવું કોઈ છે નહીં ને થશેબી નહીં. અફેસોસ! આપરે તો સમજીઆં કે આએ ગડબડ ગોટો પોતાની મેળે વહી જશે પણ હવે મારેથી ખમાતું નથી."

"કમબખતી, તારી ને મારી" ગુલાંએ આખ નુછીને જવાબ આપ્યો.

"મારી આંખોના નુર, હું બેવકુફ બનીને ગરીબાઈથી બીધો પણ આએ દુખતો ગરીબી કરતાં હજાર ગણું નપેતર છે. ગુલાં, આપરો બધો ભરમ ફોડી દઈને છટકી જઈએ તો કેમ? મારૂં દીલ તુટી—

"નહીં એમ બને નહીં, એતો ગધેરે બેઠાં તે ગામને પાદરે ઉતરવાનું."

દીલ કુટોકે માથુ કુંટો, ભરમ ફોડી દે તો ફલીનું સત્યાનાશ વળે. મામલો એટલે બધો આગળ વધી ગયો હતો કે હવે છટકાય કેમ કરી."

તેઓ બેહુ જનના ચેહરા ઉજળા સપ મારી ગયા હતા. ગુલાં આખરે વળગીને બોલી. "વાહાલા, તું કાશ-મીર જાય તે અગાઉ મને એકવારબી મલી જશે કેની?"

"નહીં—જો હું કાલે રોકાઉ તો પછી મારેથી છુટું પડવાનાં મારા પગ કબુ ઉપડશે નહીં."

"પણુ કાગળો તો લખશે કે તેબી નહીં?"

"અલબત, બનશે તો એક વખત મરી હીલ પર છટકી આવશ. ઓ, આપરે બે છુટાં કેમ જીવી શકશું."

તેઓ બેહુ જન એક બીજાંને એવાં વળગી રહયાં કે જાણે જોડ જણમ્યાં હોય. આખર ફ્લી બોલ્યે.

ર ગુલ, હવે બસ, મારેથી, વધુ ખમાતું નથી. ઓ વખત જાયછ તેટલાં મારૂં લોહી વધુ

ગુલાંના હોઠ ઉપર આંખ ઉપર, ગાલ ઉપર ોસા લીધા.

ર ફલી, તું જાયછ કે? ઓ હવે શું કરૂં, ના ચાહાવાના તારા સોગંદ યાદ રાખજે, પરણેતર છેઉં તે યાદ રાખજે, તારા સીવાય જું કોઇ નથી તે યાદ રાખજે."

। વાહાલી ગુલાં, હું મરસ તાંહાં સુધી તુંને મારો ખોદા મારો ઇનસાફ કરે."

ઃ! ખોદાને તાંહાંનો ઈનસાફ જોયો કેની."

—બસ—મને હવે જવા દે!"

આંખ ઉઘાડી અને જોયછ તો ફલી ભરયા ો ગયો હતો. આહ! જાલમ જમાના, આખરે પડી! તે ખાધા પીધા વગર ઈઝીચેર ઉપર ાત પડી રહી.

દીને સાડવારના ફલી અને વાયોલેટના લગણ સાખ **થઇઆી ચુકયાં હતાં.**

---

## પ્રકરણ—૨૧ મું.

યા રબ તારી કુદરત ન્યારી
અદ્ભુત રચના લીલા સારી.
જળ ખળ વાદળી, પરખત ભારી
બાગ બગીચા સુંદર ક્યારી.
હસતી વસતી તે વીસ્તારી.
ગાએ બુલબુલ કોયલ પ્યારી.



હવે વાચક બીરાદર અને બેહેન તથા બેટી, ચાલો મારી સાથે કાશમીર. મરી હીલ્સ છોડયા પછી બારામુલા સરોવરમાંથી આ ચપટાં તળીઆની બોટ સડસડ ચાલી જાય છે તેમા બે જણુ કોણ અરડાઇને પડેલાં છે તે જો. બારામુલા સરોવરનું વર્ણન વાંચવું હોય તો આપણા ભેજાં દુખણ જાંહાંગીર મરઝબાનનું "મુંબઇથી કાશમીર" પુસ્તક વાંચ.

પાણી તો દીસતુંજ નથી કેમજે હોતશ પાત્રાંથી આખી સપાટી લીલી કંજર જેવી દેખાય છે. પડાઉ જેને ત્યાંના લોક 'કીસતી' કરી કેહે છે તે ૪૦ ફીટ લાંબો છે. આસપાસ ઘાસની જાલી બાંધી લીધી છે, માજુઓ કીનારે કીનારેથી દોરડાં વાટે 'કીસતી'ને ખેંચ્યા જાય છે અને માંહે ગોદરૂં પાથરીને કેપટન ફલી સાહેબ અને મીસીસ વાયોલેટ ફલી ખુશાલ વાતે પડયાં છે.

વાયોલેટની બલુ આંખો ફલી તરફ ચોંટી રહેલી છે. તેઓ ઘણીવાર હરખના માયા ચુપકીદીથી બેઠા પછી વાયોલેટેજ વાત છેડી.

"વાહલા, આએ લોકને કેહે કે આટલા ઝડપથી નાહીં દોડે."

"દીલદાર, તુંને ઘણું ખુશનુમા લાગેછ પણ રખે રાત પડી જાય ને સારૂં હું બીહુંછ," ધણીજીએ જવાબ આપ્યો

"છટ, નાનસન્સ, આવા બેહસતના બાગમાં કોઈ સીકબી પડતું હોય કે? તું એમ છેક બીહીકણો કાહારથી થઈ ગયો?

"અંહ! મેમ સાબ, તમે હમણા ઘણાજ ખુશાલ છેઓ?"

"ખુશાલ! અરે ભલા માણુસ, મને તો લાગેછ કે આપરે બે જણની ખુશાલીને સારૂં આએ દુન્યા સરજેલી છે. આજના જેવી જીંદગી ગુજારવાનુ આપણા નસીબ મા હોય તો બીજાં એકસો વરસ હું જીવવા માગું. ફલી દીકરા, જરા આસતે જવા કહે. બસ મને એવું થાયછ કે હું તારો ચેહેરો જોયાજ-જોયાજ-જોયાજ કરૂં."

"ઘેર જઇને જોયાજ કરજેની. તારી નર્સ મેરી જીવ પછાડશેની કે મેં તુંને આટલે મોડે સુધી સરોવર ઉપર રખડાવ્યા કીધી?"

વાયોલેટની ખુશાલીનો થોડોક વા ફલીનેબી ઉડયો હતો. કોઈ કોઈ વાર તેને ગુલાંનો હાંફરો ચહડી આવતો હતો પણ વાયોલેટના ઉપર નજર પડે, ત્યારે તે બધું

નાહાસી જતું હતું. આ નવી જીંદગી તેને ઘણીજ રમણીય લાગતી હતી અને તેનાથી હસાઈ હસાઇ જવાતું હતું. વાયોલેટ કેવી મજાની, કેવી ખુશાળ, કેવી હસતી, ને ગુલાં-અંહં ! જારે હોય તારે રડતી ચણાચારી !!

આ જોડાંને ઉટી છોડયા ને એક મહીનો થયો હતો. પેહલાં તો તે લોક કાશમીરના માહારાજાના એક 'ગેસ્ટ હાઉસ' માં શ્રીનગર ખાતે રહયાં હતાં પણ પછી ચાર માઇલ પર ડલ સરોવર ઉપર નાહાનો બગલો ભાડે લીધો હતો. ત્યાના બગીચામાં લીલી દરાખના ઝુમખા એવા ઝુલાઈ જતા હતા કે ફરતાં માથાંનેબો અથડે. આ બંગલામાં ફ્લી અને વાયોલેટ હાંસબદન ને ગુલ-બદનની પેઠે એકલાં ચમન કરતાં હતાં. માત્ર મેરી નામની એક યુરેઝીઅન નર્સને બાવાજીએ બોહોંસ કરીને સાથે આપી હતી પણ તે અલગની અલગ રેહતી, જો કે તેણીને સખત તાકીદ હતો કે વાયોલેટને ખુબ તપાસવી. સારાંસ કે આ જોડું ગીરદીથી તદન એકાહેડું પણ પોતા વચ્ચે સુખી હતું. ફ્લી અવાર નવાર, પોલો રમવા શ્રીનગર જતો પણ સાંજને છેડે કીસ્તીમાં પાછો આવતો.

આજે સાંજના જયારે આપણે ફ્લી અને વાયોલેટને બોટમાં એકલાં જોઇએ છીએ ત્યારે નર્સ સાથે ન હતી.

"આહ ! આહ ! આજે મારો જીવ નરો બેહસ્તમાં જાયછ, ફ્લી દીકરા, કંઇ કર કે એમ દરરોજ મેરીથી સટકી જઈએ તો કેવી મઝાહ પડે."

"ધીરજ ધર, તુંને જરા વધારે શાકત આવશે તારે હું એક નાહાનો મછવો ભાડે રાખશ ને હુંજ તેને ચલાવશ, બીજાં કોઈની જરૂર રેહેશે નહીં."

"પણ આએ 'કીસ્તી'ને શું કુત્રાએ કરડી?"

"એટલુંબી સમજતી નહીં? તું જારે હસેછ ને ગાલમાં ખાડા પડેછ, તારે મારૂં મન તુંને 'કીસ' કર વાનું થઈ આવેછ પણ આએ ચાર માજુઓનાં દેખતાં શરમ લાગેછ!"

"અહ! તેમાં શું, એ લોકને કેહ કે બસ હાકોઆજ કરે."

"નહીં ડીઅર, હમણા વાત કરતાં અંધારૂં થવા માંડશે ને તારે ઘેર જવું જોઇએ. હું ઘોડા પર શ્રીનગાર જઇને પોસ્ટ હાફીસમાથી કંઇ કાગળો આવ્યાં હોય તે લઈ આઉં, પછી આપરે પાણા રમશું."

"અરે બળી ગયાં તારાં કાગળ. સહવારના લાવજેની."

"એમ કંઇ હોય, મનેબી જરા પગ છુટા કરવા જોઈએની."

"ઓ વાયરે, કાગળો સારૂં આવી તલબ કરનારો માટીડો મેં કોઇ દાહાડે જોયો નથી. કોઈ બીજી જેવી બાઇરી હોય તો અદેખાઈ કરીને મરી ફીટે."

આ છેલ્લા શબ્દો સાભળતાં ફલીનું મોહ ઉતરી ગયું તેમાં કાંઈ નવાઈ છે?

"ફુલી ડીઅર, મારા મનમાં કંઈ છે તે કેહુ તો તું વાંધો તો નહીં લીએ?"

"ઓ બાપરે, વળી શું તારા મનમાં ધખારો આવ્યો?"

"હું ધારૂંછ કે હવે આપરે નર્સ મેરીને પેંડા આપ્યે તો ઠીક."

"હું એમ કંઈ હોય. આએ જંગલમાં તારી સંભાળ લેવા એવી બીજી સારી નર્સ કાહાંથી લાવ્યે. એ જરા પપરડા જેવી છે તો ખરી પણ તારી ઘણી સંભાળ લીએછ."

"પણ મારી આગળ મારી આયા જીન્નત છે તે બસ કેની. મારી આગળની આગળ ભમ્યા કરેછ તે મને ગમતું નથી."

"પણ આવા ધતુરાનુ કંઈ ખાસ કારણ?"

"એટલુંબી સમજતો નહીં! મને એમ ગમેછ કે આપરે એ જન એખલાજ ગોલા લડાઇ કરીએ. આપરે ખાવા બેશીએછ તારે મેરી સાંબે ઘરણુના ખાંધણીઆની કાની બેશીને ટગર ટગર જોયા કરેછ તારે મારી અરધી મઝાહ જતી રેહેછ."

"દીકરા, એમા શું મોટી વાત. કાંઈ તાલમેલ કરીને મેરીને ઉડાવશું. તું માંગેછ તેમ બનવા જેવું નથી, પણ પપા જાણે તો મને હવારી ખાય."

"પણ તું જોતો નહીં કે હું હવે દાહાડે દાહાડે કેવી તટાર થતી જાઉંછ. હવે મને નર્સનું શું કામ છે."

આ વાર ફ્લીના પેટમાં કેવી કુરકુરી થતી હતી તે વાયોલેટ સમજી શકી નહીં. ફ્લીને અચબુચ ધસકો પડયો કે આખરે વાયોલેટ પાછી તટાર થાય તો! તો શું, મારીઆ ઠાર. જે છોકરી મરવાની અણી ઉપર હતી તે પાછી ભસતાંમાંથી ઉભી થતી જતી હતી. તે હવે અભાગ્યા ફ્લીની નજરમાં આવ્યું. હવે કેમ થશે તેના ખ્યાલથી તેને ચકકર આવવા માંડયા. પણ વાયોલેટ તેને વળગીને એટલું વાહાલ કરવા લાગી કે જરા વારમા ફ્લી પોતાની મુઝવન વીસરી ગયો અને પોતાની પ્રીયાને પાસાંમાં લઇને તુરત વેળા તો અડધું દુખ અભરાઇ ઉપર મુકયું.

વાયોલેટ ખુશી ખુશી થઈ ગઈ "મારા જાન તું હવે ખુશી છે કેની? મારે લીધે તુંને ધભરાવાની હવે કસી જરૂર તો નથી કેની?"

"નહીંજ તો."

આમ જવાબ તો દીધો પણ મન સાથ બરબડીઓ કે યા ખોદા, આ બધાંનુ શું સેવટ આવશે.

## પ્રકરણ—૨૨ મું.

કોઇ હાલ કહો જાકે.
મેરા પતી કો સમજાકે.
તેરી ખબર દે કૌન મુઝે આરે
લાવે કૌન નીશાન
તુજે કાંહાં મય પાઉં
અહીં હય ધ્યાન સદા હયરાન.

નશીમ બાગમાં હુઝારો ફુલો અને ફુટના ઝાડોની વચ્ચે ફલી ને વાયોલેટ એક બીજાની બગલમાં હાથ ઘાલીને ફરે છે.

"આહ! શું આપણી બાગે ચમનની મઝાહ" વાયોલેટ બોલી.

"તે ખરૂં પણ નર્સ મેરીને એખલી નાખી આવ્યો એટલે એને ભરકણુ ભરાશે તેનું કેમ?"

"અરે ઝોહાનમમાં જાયની નર્સની થતી બેટા, પણ આપરે બેસ્યેછ તારે એ સાબે બેસીને ટગર ટગર જોયછ તારે મારૂં ઘણું પાકી આવેછ."

"તો હવે ચાલ બેટા, આજે ઘણું મોડું થયું ને નર્સ ફફડી મરશે."

"ફફડી મરશે તો અહીં કીયાં મારાં ખાસડાંને. આવી મઝાનીથી લેહરમાં ઉઠી જઇએ તો આપરાં જેવા નાદાન

કોઈ નહીં, જરા બેસ, જો ફલી જરા બેસ, મને ઉઠી જવા ગમતું નથી.”

ફલી બા બી ભગલા હજામ થઈ ગયા અને જ્યારે તેઓ ઉઠયાં ત્યારે સુરજ અસત પામ્યો હતો અને ઠંડી નીકળી હતી.

જ્યારે કીનારે પોંહોચ્યા ત્યારે નર્સ મેરી ખબરેલી ચટકેલી ઉભેલી હતી. તેણીએ ફલી ઉપર ઠપકાના ઝાડ તોડી પાડયાં. વાયોલેટને લખલખાં ભરાઈ આવયાં હતા, પણ તે હસવાનું ડોળ ઘાલીને ઉડાવવા માંગતી હતી, પણ ચતુર નર્સ સમજી ગઇ અને ઉતાવળમાં ઘર જઇને જબરાથી વાયોલેટને બીછાણામાં સુવાડી દીધી અને ગરમ પાણીની બાટલીઓ પાસામાં મેલાવી. એ તો પછી એમજ તો. વાયોલેટને તાવ ચહડયો. તુરત ડાકટરને બોલાવી મંગાવ્યા. ફલી વીચારવા લાગ્યો કે જે મામલાની તેણે અને ગુલાંએ ગણત્રી કરી હતી તે મામલો આવી લાગ્યો કે શું.

શરમ છે ફલી તુંને, બળીઉં તારૂં જીવતર, પણ એમ કાંઇ તારો છુટકો થવાનો છે? ગુલાંનુ છેલ્લું કાગળ આવ્યુ તેમા તેણીએ ફલી ઉપર ઝાડ તોડી પાડયા હતાં પણ ગુલાં ભુલી જતી હતી કે આ માર્ગ પકડવાનો પેહલો ખ્યાલ તો ગુલાંએ પોતે આપ્યો હતો, ત્યારે હવે તેણીને આ પ્રમાણે ફર્યાદ કરવાનું કારણ શું હતું.

ડાકટર વાયોલેટના ઓરડામાં ઘણો વાર રોકાયા ત્ફલી વીચારમાં પડયો કે બચારી વાયોલેટની અ. આવી છે કે કેમ. શું તે ખરેખર તેણીને મુએ જોવા માંગતો હતો ?

આખરે ડાકટર બાહાર આવ્યા અને ફલીનો ઉ ઉતરી ગયલો ચેહરો જોઇને તેને દયા આવી.

"કેપટન મોદી, ઘભરાવા જેવું કંઈ નથી. અલ તમારી ધણીઆણી ઘણી 'સ્ટ્રોંગ' નથી. એટલે ચ લાગી જાય તે ઠીક નહીં, પણ તમારી નર્સ હુશીર છે ને તેણીએ ઝટ ઉપાય લીધાથી મને લાગેછ કે સહવાર સુધીમા સમાધાન ઉતરી જશે."

અભાગ્યો ફલી ! તે ઉ આં કરવા શીવાય મોહુમ બીજો એક શબ્દ કાહાડી શકયો નહીં. પણ ડા બોલવું ચાલુંજ રાખ્યું કારણ કે ફલીનો અકલા ચેહરો જોઇ તેને દયા આવી હતી.

"કેપટન મોદી, આટલા થોડા વખતમાં ત 'વાઇફ' આવી તટાર થશે એવી મેં વકી રાખ હતી, પણ હમણા એની સુધરતી હાલત જોઈને પોતેબી ખુશી સાથે અજાયબ થયો છું. તમે ખુબ સંભાળ રાખજો. હું કાલે પાછો આવશ. હાહાડા એમને બીછાણામાજ રાખવી જરૂરની છે. વધારે કામ પડે તો મને તુરત બોલાવજો."

પણ બંદી વાયોલેટ તો આ નવી જીંદગીની હોંશમાં એટલી ગરકાવ હુતી કે તે ધારવા કરતાં જલદી તટાર થઇ. કાચી છાતીના બીમારને ખુશાલી જેવી બીજી દવા કોઇ નથી.

એગ્ણીમેર ફલીના શા વીચાર ? તે ઘણુંબી આસપાસનુ વીસરવાનું કરે પણ કુનુરનો જુનો ધખારો કાંઇબી કરીને જાય નહીં. વાયોલેટની બીમારી ઉડી જાય ને તે પાછી ઘોડા જેવી થાય તો ? તેમ થાય તો એકજ નામ પણ મરતી જીવતી વરસોના વરસ માથે પડે તો ? એગ્ણીમેર ગુલના કાગળ એકેકાં એવા સખત આવતાં હતાં કે ભુખયાની ભુખ ભાગી જાય. વાયોલેટ સારી થતી જતી હતી એમ તેણીને તો લખાય નહીં. તે જો જાણે તો જીવ પર કરે. ફલીએ ઘણીવાર ખ્યાલ કીધો કે મરી હીલ દોડી જઇને એકવાર ગુલાંને સમજાવી પટાવીને ને ઠંડી પાડું અને મારી મુશકેલીઓ સમજાઉં.

ગુલાંનુ છેલ્લું કાગળ ઘણું કફ્ડી ચટકીને લખ્યું હતું. આ લાંબા લચ કાગળના બે ચાર વાકયો ઉતારી લેવાજોગ છે.

"તું ઘણો ઉજમારો, સખ્ખે જઈને કાશમીર બેઠો ને હું અહીં બળી જળીને મારા કલાક ગણુંછ. મને કેટલા દાહાડા થયા દીલમાં જીણી બોખાર ચહડીછ ને રાતના ઉંઘ આવતી નથી. હું તારે સારૂં દર કલાક દર મીનીટ મારો જીવ બાળીને ખાક કરી નાખુંછ ને તું તો

મને યાદબી કરતો નથી. તુ તો મને સધિઆરો આપ
હતો કે મને અવાર નવાર મળવા આવી જશે
બધું કાંહાં છે. હવે તો હું જાણવા માંગુછ કે બ
બાતનો છેડો કાહારે આવશે ?"

એક બીજાં કાગળમાં ગુલાંએ લખયું કે :—

"જો એમનું એમ ચાલ્યું તો આપણું શું થશે ? ૯
ઘટટો ખોલાસો કરીને હવે તો છુટકો આવવું પડ
હું હવે બીજાં ગલ્લાં તલ્લાં સમજવાની નથી. ૫
બારી બુરી મુકીને જલદીથી આવ નહીં તો એણી
હું છેઉં ?"

આવાં કાગળોનો ફલી શું જવાબ આપે. ર
હાથ પગ, માથું ભેજું બધા બંધાઈ ગયાં હ
આખરે કચવાઈ ને ચાર પાંચ ખરડા ફાડી નાપ
પછી તેણે જવાબ લખયો.

"તું તો ઘેલી છે. શું મને તારી કદર આવ
નથી ? તું મને યાદ કરેછ તો હું શું તુને યાદ ક
નથી ? પણ હું નાચાર છેઉં. તારી સલાહથી
આખરે પગલું ભરયું તે હવે ચલાવી લેવું જોઇ
જો બધું છોડીને નાહાશી આઉં તો મારૂં તો સ
નાશ વળે. તારો ને મારો વાંક થયો તેમા વાયોલે
શું કસુર. આપરી ભુલને થકી શું તેને મારી નાખ
મારી વાહાલી, તું હજુ ધીરજ રાખ નહીં તો આ
જે જુદાઇનુ દુખ ખમયું તે બધું અકારથ જશે."

આ કાગળમાં ફલીએ ઘણા જોશથી કેટલાક અભાડા વાળયા હતા. અને તેનુ પરીણામ એ આવ્યું કે બીજા ચાર દાહાડા સુધી ગુલાનું કાગલ આવ્યું નહીં. ચોથે દાહાડે કેટલાંક મીત્રો 'ટી' ઉપર આવ્યા હતા એટલે ટપાલમા કાગળની ખબર કાહાડવા જવાને ફલીથી બન્યું નહીં પણ તેનો જીવ મરી હીલના કાગળ માટે ટપુ ટપુ થતો હતો. સઘળાં પરોણા ઘેર જવા બાહાર પડયા કે ફલી ઉતાવળમાં પોતાના તટ્ટુ ઉપર સવાર થઇને પોસ્ટ હાફીસમાં જવાની દોડ-ધામમાં હતો તેવામા સામેજ વરંડા ઉપર વાયોલેટ ઉભેલી દીઠી.

"ડીઅર, આએ કાગળ તારે નામનું હમણાજ આવ્યું."

"ઓહો ! હું હમણાજ પોસ્ટ હાફીસમાં ખબર કાહાડવા જતો હતો. ઠંડક ઘણી છે. તું બાહાર આવતીના."

"જોની, એમ થયું કે પરોણાઓ ચીટકી બેઠાં તે જતાં જાય નહીં, ને તુંને કાગળ વગર અકર વકર થાયછ તે હું જાણુંછ એટલે મેં એક માજુને મોકલ્યો કે તુંને ખુશી કરૂં. પણ ડીઅર, તું એમ ભખરાયલો કેમ દીસેછ ?"

ફલી ખશીયાણો તો પડી ગયો પણ અખાડા કરી હાથ લાંબો કીધો. સામે વાયોલેટ ઉભેલી ને ગુલાંનું કાગળ તેણીના હાથમાં તે તેનાથી ખમાઇ શકાયું નહીં તેણે મન સાથ ઠરાવ કીધો કે આવું સાટક ફરીથી બને નહીં તેની સંભાલ રાખવી પડશે.

"વારૂં ઠીક છે, પણ મારૂં કાગળ લાવ."

"નહીં, કબ્બુ નહીં. તું એમ ખબરી પડયોછ તેની માફ માગ તો આપું." વાયોલેટ હસવાનું કરવા તો ગઈ પણ ઘણી થતા છીકી પડયા.

"લે, હવે નાદાનની કાની ચેડાં ના કાહાડ—લાવ મારૂં કાગળ."

વાયોલેટ તો ફગલાઇ ગઇ. કોઇ દાહાડે નહીં ને આજે એમ કેમ. ફલી કાગળ હાથમાં લઇને પોતાના ઓરડામાં ખબરેલા જેવોજ દોડયો. આહ! ગુલાં, મારી ડારલીંગ ગુલાં, આટલા દાહાડા કાગળ નહીં લખ્યું તેનું કારણ શું હશે? તેણે કાગળ આંખમાં ચાંપ્યો ને પછી ઝડપમાં ઉંખેડી ને વાંચ્યું.

પણ આએ શું? ગુલાંનુ કાગળ ટુકુ ને ટચ હતું. ઉપર ભીણા દાઘ પડેલા હતા એટલે જાણે લખનારના આંસુ તે પર પડયાં હોય. કાગળમાં શું લખ્યું હતું. તે વાંચો.

"મારા વહાલા, મારા જાન તું જલદી આવ, હું બીછાણે પડેલી છઉં. મારી આગળ કોઇ નથી ને શું કરવું તે સમજ પડતું નથી. તારાં છેલ્લાં કાગળે મને સાવ મારી નાખી, મેં તુંને સલાહ આપી તે ખરૂં પણ તારાં ભલાંને ખાતર હતી. હું બીછાણે પડી પડી વીચાર કરૂંછ કે તું બીજી સાથે મોજ મારતો હશે તારે મારૂં જીગર ચીરાઈ જાયછ. હું ઇચ્છુછ કે પેલીને બદલે તે દાદાર મને બોલાવી લીએ."

આ છેલ્લો વાક્ય ફ્લીની છાતીમા તીરની પેઠે ભોકાયો. ગમે તે થાય પણ ગુલાં આગળ દોડી જવા શીવાય બીજો કંઈ રસતો તેને સુજયો નહીં. વાયોલેટ ગમે તે ધારે પણ હવે થોભાય નહીં. ફ્લીએ વીચાર કીધો કે તુરત શ્રીનગાર જઈને સ્પેશીયલ ટાંગો કરીને મરી હીલ દોડી જાઉં પણ તેમ બને તેવું ન હતું. સબર-મેલ ટાંગો રોજ સાડુવારના પાંચ વાગને ઉપડતો હતો, બસ તેમા જવું. ગુલા સીક હતી અને તેની આગળ કોઇ નહીં એટલે ફ્લી ધરીઓ ધરાયો નહી. તેણે ગુલાં ઉપર એક તાર મારયો.

"હું તુરત આઉછ, ધીરજ રાખજે."

રાતના જમવાની મેજ ઉપર તેણે ચુંથયા કીધું. તેની ભુખ ભાગી ગઇ હતી. વાયોલેટ લગાર ચકીત થઇને તેના ગમ જોયા કરતી હતી.

"કાંય ડીઅર, આજે એમ કેમ? તારા જીવને ઠીક નથી. હું ત્યારની જોઉછ કે તું ખાતો નથી."

ફ્લીએ કાંસી કુસીને જવાબ દીધો. "ખરી વાત છે. મારી દાઢ એવી કલેછ કે મારેથી ખમાતું નથી." આવું જુઠું બોલતાં ફ્લીને ઘણી શરમ તો લાગી પણ ઉપાય નહીં.

વાયોલેટ ચમકીને ઉઠી અને ફ્લીનુ માથું પોતાના પેટમાં ચાંપીને કહર ખાઈને બોલી. "હા મારા વાહાલા ફ્લી આ હવે કેમ કરશું, કાલે તો કંઇ નાહી હતું ને આજે એકાએક કેમ ઉભરી આયું."

" મને બે ત્રણ દાહાડા થયા દુખીઆ કરતું હતું પણ તું બીહે તેથી મેં તુંને કહયું નહીં."

" અરે હારે, આજે બે ત્રણ દાહાડા થયા મને લાગતુંજ કે તુને ઠીક નથી. મને કહયું કાંય નહીં હું રાઈની પોટીસ કરાવી લાવતે. કાલને કાલ ડાકટરને બોલાવી મંગાઉછ."

" નહીં-નહીં-એમા ડાકટરનુ કામ નથી. મારે કોઈ સારા દાંતના ખાસ ડાકટરની આગળ જવુંજ પડશે."

વાયોલેટ ખરે મને દલગીર થઇ ગઈ પણ એ ભલી છોકરીને કાંઇજ શક ગયો નહીં. તે બચારી પોતાના ઓરડામાં દોડી ને લવંગનું તેલ ને આયોડાઇન લાવી પણ ફલી બંદાને રમાડી શકી નહીં.

" જોની દીકરા, આજે રાતના જો એમનું એમ ચાલશે તો હું કાલે મરી હીલ દોડી જઇશ ને તાહાના નામીચા ડેનીટીસટને દેખાડવા વગર છુટક નથી."

મરી હીલ! આ માયરે વાયોલેટ ગભરાઈ વીચારવા લાગી કે છેક મરી હીલ સુધી જવા માંગો તારે બચારો ફલી ઘણું દુખથી હેરાન હશે. ફલીએ એકવાર વીચાર કીધો કે તેમાથી હું તેમ ન હતું તેણે વીચાર કીધો કે સહવારના પોહોરમા વાયોલેટ ઉઠે તે અગાઉ સટકી જવું.

---

## પ્રકરણ—૨૩ મું.

પ્યારી હમારી, તું મુજે દે આગ્યા જાનેકી
ઇશ્વર ઇચ્છા અયસી હય તો આગે કૌન ઉપાય
ફીરે બંદા જો મીલના હોતો
ફીર મીલુંગા હાય.

(હરીશચંદ્ર)

સહુવારના પાંચને ટકોરે ફલી ઉઠયો અને ગુપચુપ કપડા સજીને છટકી ગયો. તેણે વાયોલેટને સમજાવા એક ચીઠી લખી હુતી કે મેલ ટાગો સાહવારના પોહોરમાં ઉપડે છે તેથી હું ગયો છું. નહીં તો મરી હીલ પુગતાં રાત પડી જાય—હું બનશે તેમ જલદી પાછો આવશ.”

ભલી વાયોલેટ પોતાના ધણીના દાંત ને થકી પોતાનો જીવ બાળવા લાગી પણ વીચારયું કે બચારો આખી રાત સુતો નહીં હશે એટલે જાય નહીં તો શું કરે. એણીમેર ફલી ટાંગામાં ધસ્યો, જતાં જતાં વીચાર કરેછ કે થોડાબી કલાક પ્રીય ગુલાં સાથ ભેટવાના મળશે એટલુંબી ગણીમત છે. ગુલા સાથ પેટ ભરીને વાત થઇ શકશે, સુખ દુખનો સમાગમ થશે. હુવે તો કાંઇબી વાતનો બેઉ જન રાજી રેહે એવો તોર શોધી કાહાડશું.

રસતો કેમે કરતાં નીઠે નહી. કોહુલા છોડયું કે ટાંગાના તટુઓ અનેકવાર અડી ઉભાં. દરેક મીનીટ ફલીને પાહાડ જેવી લાગતી હતી. ઓહો! વાયોલેટ સાથે જયારે તે પેહલાં કાશમીર ભણી એજ રસતે

આવ્યો હતો ત્યારે રસતો કેવો ખુશાળ કપાતો હતો અને કેવાં હેતથી વાયોલેટ તેને વળગીને બેસતી હતી. પણ હમણા એ બધું હવામાં ઉડી ગયું. હવે તો બસ ગુલાં ગુલા ને ગુલાજ હૈયે ચહડી આવી હતી.

ઓ, ગુલાં કેમ હશે. છૂટાં પડયા ને બે મહીના થઇ ગયા એટલે હવે તે શું ધારતી હશે. મને મળતાં હર્ખથી ભેટશે કે મારો ગ્રારીઓ કાહાડશે! મરી મુકામે ટાંગો પોહોચતાં ફલીને ગુલાં તરફનો તાર મલ્યો કે "હું જરા ઠીક છેઉં. બને તેમ જલદી આવજે."

આખરે બપોરના બે વાગતે મરી આવી પોંહોચ્યું. ફલીએ જો કે સવારના એક ચાહાનું કપ લીધું હતું તોબી હમણા તેની ભુખ મરી ગઈ હતી. જે નજીવાં હોટેલમાં ગુલાંને રાખી હતી તે આવી પોંહચતાં નોકરોને શું નામ આપે!

પણ લંબાણ કરવાની જરૂર નથી. તેઓ આખરે મલ્યાં. પેહલાં થોડી મીનીટ તો એવી પસાર થઈ કે તેનું વર્ણન આપવાની મારી શકતી નથી ને જરૂરબી નથી. એકબી શબ્દ બોલ્યા વગર બેહુ જણ પાંચ મીનીટ સુધી વળગીને ઉભાં થઈ રહયા.

ગુલાં તો એવી હરખમાં આવી ગઈ હતી કે પોતાની એખલી જીંદગી, અદેખાઈ, ધાસતી બધું એટલું ભુલાઇ ગયું હતું કે તે એક શબ્દ કાહાડી શકી નહીં. આખરે ફલુભાઈ જાગયા.

"મારી ડારલીંગ, મારા જીવ જાન, મારા વગર તું આટલી બધી મુંઝાઈ કે? તારૂં મોહોડું કેટલું ઉતરી ગયું છે."

ખરેખર તેમજ હતું. ગુલાંનો ચેહરો સુકાઈને ઉજળો સપ મારી ગયો હતો. વળી તે એટલી દુખથી બે-ખબરી થઈ ગઈ હતી કે પોતાના બાલ સમા કરવા અથવા સોજાં કપડાં પેહરવાનોબી તેણીને સુધલો ન હતો. બાલ વીખેરાયલા, ફ્રાક મેલો ઘેલો, ગરદન આગળનો કાલર ચુંથાયલો એવી અવસ્થા જોઈ ફ્લી વીચારવા લાગો કે આ ખરી ધણીઆણી અને સફાઈ-દાર વાયોલેટ વચ્ચે કેટલો ફરક! પણ કહયા વગર ચાલતું નથી કે ગુલાં ઉપરનો તેનો પ્યાર જરાબી ઘટયો ન હતો.

"મારી વાહાલી, તુંને આવી બીમાર જોઈ મારો જીવ બળી જાયછે. તુંને શું થયું? તું આટલી બધી મુંઝાયછે તે મને લખ્યું કેમ નહીં."

આ વાત ચાલે છે અને ધણી ધણીઆણી એક બીજાને કોટી કરીને ઉભાં છે એવામા ફ્લીને લાગ્યું કે ગુલા જાણે ભોંય ઉપર તુટી પડતી હોય. ગુલાંનો જીવ બગાડી આવ્યો હતો પણ તે બેભાન ન હતી. ફ્લીએ તેણીને કોચ ઉપર બેસાડી દીધી અને તેના મોહ ઉપર પાણી છાંટયું, જરા વારે તેણીના મોહ ઉપર રંગ પાછો આવ્યો અને પછી સેહજ હસતું મોહોડું કરીને બોલી.

"બીહીના—મને કંઈ નથી. એ તો તુંને જોઇને ખુ
ને મારે મને ફેર આવી ગયા."

ફલીને અનુભવ એવો હતો કે ગુલાં તો પથ
જેવી દેહ વાળી છે તે આજે એમ કેમ. તે ખરો
ગભરાયો.

"દીકરા, તું મારી ગેરહાજરીથી આટલી બ
મુંઝાશે એમ મેં કોઈ કાલે માન્યું નહીં."

"અરે ફલી. તારી જુદાઇથી મારૂં દીલ એ
દુખાશે તે હું પોતે માનતી નહીં હતી. તું પાછો મા
આગળ આવેછ તે જાણયું તારે મારી છાતીમાં ટકો
વાગા. મને તો લાગું કે આપરે બે જણ પા
મલ્યે તે અગાઉ હું મરી જવશ."

"પણ ડીઅર, તુંને હતું શું?"

ગુલાં અજબ જેવી આંખોથી લજવાઇને ફલી ગ
જોતી ઉભી.

"ફલી, તું મારી ઉપર ખફા તો નહીં થાય? આ
દેવાના બન્યા, પણ— પણ— તેનું શું પરીણામ આ
તેનો વીચારજ નહીં કીધો. તારી ને પેલીની વચ્ચે જુ
લાગણ થયા તેની આઠજ દાહાડા પછી મને મા
ચોક્સ હાલતનો વેહેમ ગયો ને મેં એક દાક્ટરને બોલાવીને

ફલી હવે ઝબકીને ઉઠયો. "ઓ ખોદા, એ વી
તારી ખાત્રી છે? ઓ પેદાના કરનાર—હવે કેમ થશે

"પણ હું શું કરૂં. મેં તો તુંને ખરી મોહોકાન કેહેવાને સારૂં ઘણી વખત લખ્યું પણ તું સમજ્યો નહિં ને ખરી વાત લખતાં મને જરા શરમ લાગી."

"અરે નાદાન છોકરી—તારે મને ખોલાસાથી લખવું હતું."

"પણ તેથી શું ફાયદો થતે. કદાચ તું મારૂં મોહોડું જોવાબી ના પાડતે. ફલી, ફલી જો તેમ થતે તો હું નક્કી મરી જતે."

ફલી, ફલી, હવે તારો ઘભરાટ કેમ વર્ણવું. ગુલાંની આવી હાલત માટે તું પોતે ભાગીદાર શું નથી? તેની આંખમાંથી ધરધર આંસુ ગળી પડયાં અને તે ડચકાં ખાવા પડયો. ગુલાંનુ જીગર આ વાર દયાથી બળીને ખાક થઇ જતું હતું. તે ફલીને વળગી પડી.

"મારા વાહાલા ફલી, હું ધારતીજ હતી કે તું આ ખબર સાંભળીને હલતાઈ જશે, પણ એટલું તો માનજે કે ગમે તે થાઓ પણ હું તારીજ છઉં."

પાંચેક મીનીટ સુધી આ બે જણ ગુપચુપ એકેકના ખભાં ઉપર માથું ટેકવીને ચુપ બેશી રહયાં. આખરે ગુલાં બોલી.

"ડીઅર તું મારી ઉપર ખફા તો નથી કની?"

"ખફા નહીં પણ તારે ખાતર હું અત્યંત દલગીર છું."

"મારા વાહાલા ફ્લી, મારા દાહાડા કેમ પસાર થાયછે તે જો તું જાણે તો મારી દયા ખાય. તું ને તારી ઇંગ્રેજ મડમ સાથે સાથે જીવોછ તે વીચારથી મારૂં કલેજું કપાઇ જાયછે, પણ એટલું તો કેહ કે તે કેમ છે."

આહ! જે સવાલ માટે ફ્લી અકલાયલો હતો તે આખરે આવ્યો ખરો. હવે ગુલાંને ખરી વાત કેહેવી કે નહીં.

સાચું કેહ તો ગુલાં મરી જાય.

ને જુઠું કેહતાં માહા પાપ થાય.

જરા વાર વીચાર કરીને તેણે વાત ઉડાવવાની તજવીજ કીધી. પણ ગુલાં હઠે પડી હતી.

"ફ્લી ડીઅર, પણ તું ને જવાને બે માહીના ઉપર થઇ ગયા ને હજુ એ ઈંગ્રેજ છોકરીના કંઈ સમાચાર નથી? ડાક્ટરો તો કેહતા હતા કે એ એક મહીનો કાહાડશે નહીં ને—

"ગુલાં ડીઅર, હમણા એ વાત ના કર. આપરે કોઈના મરવાની વાટ જોઇએ એ મોટા ગુનાહનું કામ છે."

"અંહં, હવે હું સમજી, તમુને હવે એ ઘણી ગમેછ, ખરૂં કેની!"

ગુલાંએ મન સાથ મજબુત ગાંઠ બાંધ્યા હતો કે એ વાતની કંઈબી ચુનોચરા કરવી નહીં. પણ આખર કરે ને ઓરત! તેનો જીવ રહયો નહીં. એણી મરે ફુલીબાના તાંટીયાબી ઢીલા હતા એટલે જરા ધીકી પડયા.

"તુંને આવા વીચારો બાંધવાને મેં તુંને શું કારણ આપ્યુંછ?"

"ઘણુંબી કારણ છે. તેનું નામ લેઉંછ તો તુંને ભરકણુ ભરાયછ એટલે હું શું કંઈ નાહાન બચ્ચું છેઉં કે? ખરૂ કેહતો કાંય નહીં કે તું એને ખરેખર ચાહેછ કે નહીં. સાચ્ચું કેહુ કે તું મારી સાથે હજો તો રમતો નથી. કેમ ફુગાલાઈ કેમ ગીયો."

ગુલાં એટલી ઉસકેરાઈ ગઈ હતી કે તે મોહોડાંમાંથી જેમ ગમે તેમ ભરભર બોલી ઉઠી. પણ ફુલીનો લાલ ચોળ ચેહરો જોઈ આ ચતુર છોકરી સમજી ગઈ કે ઘણું કરશું તો માટીડો તદન વીખરી જશે અને કાળનો દુકાળ આજે પડશે. પણ ફુલી શેઠની વાવડી ચશકી હતી.

"ગુલાં, તું આજ એમ ચકાથી શા વડે ગઈ. હું તારી આટલી મુરવત રાખુંછ ને તું એમ છેક ઘસારો મારેછ ને તેથી હું કેટલો દુખી થાઉંછ તેટલુંબી તું જોઈ શકતી નથી. હવે હું જોઉંછ કે મારી ઉપરથી તારો વીશ્વાસ ઉઠી ગીયોછ."

ગુલાં હવે ઘભરાઈ કે કાચું કપાયું ખરૂં. ફલીના બરડા ઉપર હાથ પસવારી તે બોલી. "ડીઅર, એમ ચીરડાઇના જા. હા હું જરા ઉસકેરાઇ ગેઈ ખરી પણ તું વીચાર કર કે મને એકલી અતુલી નાખીને તું બીજી સાથ મોજીઆં મારે તે વીચારથી મારૂં કલેજું કેવું કપાઇ જતું હશે. ફલી, તારો મારી ઉપર અસલનાં જેવો જીવ છે કે નહીં."

"અલબત છે-નહીં તો હું અહીં દોડી આવતે શુ કરવા ?"

"ઓ ખોદા, કાંહાંને કાંહાં મેં તુંને પેલી ભુંડ સલાહ આપી." ગુલાં બોલી.

"ને હુંબી હવે પસતાઉંછ."

આ સાંભળીને ગુલાંએ ફલીને ગળામાંથી મજબુત પકડયો અને ઘણી કાકલુદીથી બોલી :—

"મારા જાન એને મુકી દે. આપરે તો સુઝમા સમજયાં કે એકુ બે મહીનામાં બધું રસતે આવી જશે ને આપરે પાછાં એકનાં એક થઈ જઇશું, પણ આપરે ભુલ્યાં. હવે તો મને લાગેછ કે બધું બારી બુરીને કુથે નીકળી જઇએ. પરગામમાં આપુને કોઇ ઓળખવાનું નથી. જો તું મને ખરેખર ચાહતો હોય તો એકવાર આટલું મારૂં માન, મારેથી હવે વધુ ખમાતું નથી."

ફલી સંકડાસમાં આવી ગયો હતો. પોતાની પ્રીયાથી અલગ થઈ તે બોલ્યો :—

"પણ ગુલાં, એની એજ જીકર આપરે કંઈ સેંકડા વખત આપરા કાગળોમાં કીધી. તું આપરી બેન જાણુની વાતનો સેકો તાણેછ, પણ વાયોલેટનું કેમ? ખોદા મને મારો ગુનોહ માફ કરે પણ આપરે એને ફસાવી અને હવે શું તેને મારી નાખશે?"

"ફલી, તું હજાર બાહાણા બીલ્લાં કર પણ તુંને તે વાહાલી છે."

"તારે ગમે તે બોલ. મારો જવાબ એટલોજ છે કે આપરે બેહુ જણે સુજી સમજીને એક માર્ગ પકડયો અને હવે તેને વળગી રેહવા શીવાય છુટક નથી. આપરે ધીરજ રાખવી જોઇએ."

"પણ કાંહા સુધી ધીરજ રાખું. એ પાછી સારી થઇ તો? હું જાણુંછ કે તે તટાર થતી જાયછ. ઓ પછી મારૂં શું થશે, હું મુઈ હું મુઈ!"

ફલીના ઘભરાટનો પાર ન હતો, "મારી ડીયર, તારા જીવને ઠીક નથી તેથી તું આવું ફાટું ફાટું બોલેછ. હું ચાલી ચલાવીને તારી આગળ દોડી આવ્યો ને તું આએ પ્રમાણે મને રંજીદા કરેછ—જેમ તારી મરજી."

ગુલાં રડી પડીને બોલી "હું તો ધારતી હતી કે આપરે કેવાં સુખી થશું–પણ હવે તો હું મરી ગઈ. ઠાર મરી ગઈ."

"થશું—થશું—એક દાહાડો એવોબી આવશે કે આપરે એક મીનીટ છુટાં પડશું નહી." ફલી એમ બોલ્યો તો ખરો પણ તેના પેટમાં જીવ ન હતો.

---

## પ્રકરણ—૨૪ મું.

દુન્યાં સારી સમજો જુઠી
જુઠા સબ સંસારારે
કાયા જુઠી, માયા જુઠી
જુઠા જગ બેવફારારે.

---

કેપટન ફરામ માદન એક આખો દાહાડો ગુલાં આગળ રહ્યો ખરો પણ તેનો જીવ કચવાયલો હતો. ગુલાં ઉતાવળી થઇ! એક બે ત્રણ દાહાડા જરા ધીરજ રાખીને થોભી હતે, જરા ફલીને પેટ ભરીને નાસનો કરવાનો વખત આપ્યો હતે તો આટલો બધો તેનો જીવ મોચવાતે નહીં. એક ગમ ગુલાંનો ખભરેલો ખાટટો સ્વભાવ અને બીજી મેર ફલીનો અકરાટ ઘભરાટ એટલે તેમની આ વારની મુલાકાત કોઇબી રીતે ફતેહમંદ તો કેહવાયજ નહીં.

બીજે દીને સહવારના ફલી પાછો કાશમીર ગમ ઉપડી જવાનો હતો તારે ગુલાં ખરેખર બીમાર હતી પણ તે હઠે પડી હતી અને કસામાં હોય નહીં તેમ

વર્તવા લાગી. ગમે તે કહો પણ આખર કરે ને ઓરત, તેનાથી અવારનવાર વાયોલેટ સંબંધી એસારો કરવાં વગર રેહવાયું નહી. જોકે આ કામ કેતાં તેના પેટમાં ચમટો તુટતો હતો. કાશમીરમાં તેઓ કેમ રેહતાં હતાં, બંગલો કેવો હતો, સુવા બેસવાની ગોઠવણ કેમ હતી, આગળ બીજું કોણ હતું વગેરે સવાલોથી તેણીએ ફ્લીને ગુંચવાવી નાખ્યો. ફ્લી ઘણાબી આખાડા કરે ને ગુલાંને ધીરજ રાખવા કેહ પણ ગુસ્સાં ધસી ધરાય નહીં. તે જરા જરામાં આંખ પાણી કરે અને ફ્લીને છોડતાં છોડે નહીં. ફ્લી ધારે કે ગુલાંને જેમ તેમ સમજાવી પટાવીને છટકી જાય પણ ગુલાં સમજે તારે કે?

છુટાં પડતી વખતનો દેખાવ બહુજ સંતાપજણક હતો. ગુલાંએ જીવતોડ મેહનત અને મીનતજારી કીધી કે ફ્લીએ હવે જવું માંડી વાળવું. તે ફ્સડાઇ પડી, મોટે સાદે રડી પડી. માથાં કુત્યાં પણ ફ્લી શું કરે. તેના હાથ નવાઈ જેવી રીતે બંધાઈ ગયલા હતા. પેહલી બારીમાં ગુલાંએજ આએ કઢંગો રસતો પકડવાને ફ્લીને શીખવ્યો હતો. પણ હવે મામલો તદન ઉલટાઇ ગયો હતો, ગુલાંની અદેખાઈએ એક જાતની બીમારી અથવા ઘેલાપણાનું રૂપ પકડયું હતું.

પણ આખરે આ બધો કંગાળ નાટક ખલાસ થયો. ફ્લી ટાંગામાં ચહડી બેઠો અને વીચારવા લાગો કે આએ વખત ગુલાંથી તે નારાજી હતો-કાંય!

એટલું સારૂં થયું કે ફલીની સાથે ટાંગામાં એક બીજો ઈંગ્રેજ ઉતારૂ હતો તેની સાથ વાતચીતમાં ફલી જરા જરા ગુલાંને વીસરવા લાગ્યો. ગાડી મુકામે પોંહોચતાં તેણે એક ઘણું મયા ભરેલું કાગળ લખ્યું ખરૂં. રાતના નવ વાગતે ટાંગો શ્રીનગર પોહોચ્યો. ફલીને બીજા ચાર માઈલ પોતાના બંગલા તરફ જવાનુ હતું. તેને હૈયે નેહ હતી કે વાયાલેટ તો ઉંઘી ગઇ હશે અને સહવારના કેમ વાત છેડવી તેનો વીચાર કરવાને આખી રાત મળશે. પણ તેની અજાયબીએ ઘેર પોંહોચતાં જોયું તો વાયાલેટ તેની વાટ જોતી બૈયરની પેઠે બેઠેલી હતી.

અલબત વાયાલેટ કુદકો મારીને પોતાના પ્રીયાને વળગી પડી. ઓ આ બે જણીઓના આવકારમાં કેટલો ફેર!

વાયોલેટે ઘણા હેતથી ટેબલ ઉપર ખાણું અને બ્રાંડી સોડા તૈયાર રખાવ્યું હતું. વળી તેણીએ પોતાના ધણીના માનમાં ઘણો તેસ્ટવાલો ડ્રેસ સજેલો હતો અને તેને જોઈને હસાઈ હસાઈ જવાતું હતું. ફલી શું કરે, ગઈ કાલનુ સ્વપનું યાદ કીધામાં ફાયદો શો.

ઘણા હેતથી તેણે વાયોલેટને પાસાંમાં લીધી અને વાહાલ કરીને બોલ્યો. “ડીઅર, તું આજે કેવી ખુશાલ છે. આટલુ મોડે સુધી તારે જાગવું ન હતું. અજબ છે કે નર્સે તુંને જાગવા દીધી.”

"છટ, નર્સ કોણ થાયછ. મને હવે શું છે. હું તો ઘોડા જેવી છેઉં. તુંને મળ્યા વગર મને ઉંઘ કેમ આવે. તારો દાંત કેમ છે? ચાલ હવે જરા પેટ ભરીને જમી લે."

"પણ ડારલીંગ, તું પોતે કેમ છો પાછી બોખાર કે ચીલ આવી હતી કે?"

"જરાબી નહીં—ઓ માઈ, ડેન્ટીસ્ટે તારો દાંત ખેંચી કાહાડયો હશે તારે તને કેવું દુખ થયું હશે. તારે લીધે હું બે રાત સુતી નહીં."

પણ ફ્લીની જાણે બલા કે દાંત શું ને વાત શું. તે તો જાનવરની પેઠે વાયોલેટનો હસતો ચેહરો નીહાળવામાં ગોયા ગાફેલ બની ગયો હતો. એણીમેર ભોલી વાયોલેટ સુજમાં રોજા ખોલતી હતી. તે તો સમજી રહી હતી કે પોતાનો વાહાલો આવ્યો એટલે જાણે ઘેરમાં વેપારી વાહાણ આવ્યાં. તે બીજી બીજી વાત કરી માથું ખાઇ જાય કે ફ્લી હું—હાં—કરે પણ તેણે એક બોલીબી સાંભલ્યો ન હતો.

રાતના અગ્યાર વાગ્યા એટલે ફ્લીએ સુચના કીધી કે "બેટા તું હવે ઘણું અતેરૂં ના કર, ઠાકી જશે, હવે આસાયસ લે તો સારૂં."

"હં! મારા સાહેબ, હું સમજુંછ કે તમે મને એક લાડકવાયાં બચ્ચાંની કાની વાહી પટાવીને પીછા કાહાડવા માંગોછ પણ એક વાત કેહવા વગર હું જવાની નથી."

"ઓ માઇ ગાડ, તે શું છે વળી!"

"ફ્લી, આપણને પરણ્યાને લગભગ બે મહીના થયા તોબી તું મને—મને—બાઈરી તરીકે ગણતો હોય તેમ મને લાગતું નથી."

"એ તું શું બોલેછ, મને કાંઇ સમજ પડતી નથી."

"હું તુંને એમ કેહવા માગુંછ કે તું મને બધી રીતે રાજી રાખીને એક બચાંને સાચવે તેમ વરતેછ."

"ખરી વાત છે, મારી વાહાલી ને મારેજ સાચવવી જોઈએ કેની!"

"પણ હું તો હવે સારી કાની છેઉં. તારો દાંત દુખયો તે વાત મને કહયા વગર તું ચાલી ગયો તારેજ મને ખયાલ આવ્યો કે તું મને એક ધણીઆણી તરીકે ગણતો નહીં."

"અરે પણ તું માંગેછ શું. તુંને મારૂં? કહારૂં?"

"નહીં, પણ મને એક પાલેલા પોપટ અથવા બુલબુલની કાની રમાડયા કરે તે ચાલે નહીં. તારા સુખ, દુખમાં મારો ભાગ હોવો જોઇએ. વાહાલા ફ્લી, તું એટલું તો સમજેછ કેની કે માટી બેયર વચ્ચે કાંઈબી ભેદ ભરમ હોવો નહીં જોઇએ."

"હા—તે કોણ ના કહેછ."

"તારે તારી કબુલાત આપ કે તારે મારેથી કંઈબી છુપી વાત રાખવી નહીં."

"છુપી વાત? તે શું? વળી એ ધખારો તુંને કાંહાંથી આવ્યો? ચાલ, ચાલ હવે ગુંગી મુંગી સુવા જા. આવી મોડી રાતનાં નવી છુપી વાત તારે થકી શોધી કાહાડવાનો આએ કંઈ વખત છે?"

અહીં એ વાત પુરી થઈ ખરી પણ વાયોલેટ ઝાઝી સંતોશ પામી હોય તેવો દેખાવ ન હતો. ચીંતા નહીં. પોતાની મેળે સમજશે.

વાયોલેટ પોતાના ઓરડામાં સુવા ગઇ અને ફ્રેડી પોતાના જુદા ઓરડામાં જતો હતો તેટલાં સામેથી નર્સ મેરી મળી ગઇ.

"કેપટન સાહેબ, મારી મેમસાબ હવે તદન સાજી દેખાયછ કેમ?"

"હા તે જોઇ હું ઘણો ખુશી છેઉં."

"હું આજ સુધી તો મેમસાબના ઓરડામાં સુતી હતી કે રાતના કાંઇ કામકાજ પડે તો હું આગળ હોઉં પણ આજે ત્રણ દાહાડા થયા મને જુદો ઓરડો આપ્યોછ."

"ઓ, આઈ સી."

## પ્રકરણ—૨૫ મું.

"દીલ મારૂં માને નહી, મનડું ઠરે નહીં
ત્યારે કરૂં શું તાતજી
મેં જોયું ફરી ફરી, જોડી મળે નહીં
કોણ ત્યારે વરૂં હું તાતજી"



જે બંગલામાં ફલી અને વાયોલેટ રેહતાં હતાં તેની બાહાર મોટી ફરતી વરંડા હતી. જ્યારે ગરમી ઘણી પડે ત્યારે ફલી ત્યાં બેસીને પોતાના ખાનગી કાગળો લખતો હતો. આજે રાતના ખાણું લીધા પછી સુમારે દસ વાગતે ફલી ત્યાં બેસીને ઘણા અંદેસામાં હતો. તેના માથાંમા ગુલાં ભમ્યા કરતી હતી. મરી હીલથી પાછું ફરવા પછીથી રોજ ગુલાં તરફથી એક કાગળ આવતું હતું. જ્યારે કાગઝ આવવાની વેળા થાય ત્યારે ફલીનાં પેટમાં ફાળ પડતી હતી કારણ કે રોજ રોજ ગુલાંના બીમારીના રોદરા આવતા હતા. અને હવે શું કરવું તેના વીચારથી ફલી મુંઝાતો હતો. તેણે ઘણી વાર ગુલાંને સમજાવી હતી કે હવે પૈસાની કાંઈ તાણ નથી એટલે તેની પાસે કોઈ સારી જેવી 'કમપેનીઅન' રાખવી પણ ગુલાં તેમ કરવાને સાફ ના પાડતી હતી. તે ખરેખર ઘણી દુખી હતી પણ સાચું કહીએ તો ફલીની મુશકેલી સમજતી હતી એટલું છતાં કોઇવાર તે એવી અદેખાઈથી જળી જતી હતા કે તેના કાગળોમાં

ફ્લીના છાળ છોળાં કાહાડી નાખતી. વળી તે પછીનું કાગળ આવે તેમાં પોતાના ઉતાવળાં લખાણ માટે દલગીરી જણાવતી અને એ વાંચી ફ્લીનો જીવ બહુજ ઉદાસ રેહતો. આવું એક છેલ્લું કાગળ ટેબલ ઉપર ખુલ્લું મેલીને ફ્લી તેનો જવાબ લખવા બેઠો હતો પણ શું લખવું તે સુઝે નહીં.

" મારી વાહાલી ડારલીંગ-તારી કાની હુંબી ઘણો દુખી છઉં પણ—

આટલું લખવા પછી તે વીચારમાં બેઠો કે તે ખરેખર દુખી હતો કે બધું હંબગ, કારણ કે તેજ સાંજના ફેલી સાહેબ પોતે અને વાયોલેટે નાચી ફ્લીને ખુબ મઝાહ મેલવી હતી.

ઓહ ! મારી વાયોલેટ ! આજે સફેદ સીલકનો ગાઉન પેહરીને માથે રંગ રંગના ફુલ ખોશીને કેવી મન મોહન લાગતી હતી. આહ ! મારા ઉપર તેનો કેવો જીવ. મને જોઇને કેવી હરખાઈ હરખાઈ જાયછે !

આવા આવા નવા તુરંગ ફ્લીના ભેજાંમાંથી હવે પસાર થવા લાગ્યા હતા. તે હવે જોવા લાગ્યો કે વાયોલેટના જેવી ખુબસુરત મીઠી ઓરત તેણે જનમમાં જોઈ નથી. ઘણીક મડમો મળવા આવે તારે ફ્લીને કેપટન માહન કરી બોલાવવાને બદલે ડીઅર ફ્લ,-ફીલકું કરીને લાડથી બોલાવે તારે વાયોલેટનું લોહી ઉકળી આવતું હતું.

પણ આજે રાતે જયારે ફલી ગુલાંને લખવા બેઠો ત્યારે રાતના અગીઆર વાગી ગયા તોબી લખાણુ આગળ કેમ ચલાવવું તે સુજે નહી. કંટાળીને તેણે પેહલું મંડાણ કીધેલું કાગળ ફાડી નાખ્યું અને બીજુ શરૂ કીધું.

મારી વાહાલી ગુલ—હું ઇચ્છુંછ કે તું આવી મુઝાતી નહી હોતે, તારા તરફથી સારા સમાચાર સાંભળવાને હું હમેશ તલપી રેહુંછ. અલબત આપરા વચ્ચેની આ જુદાઇ ઘણી ખમવાની કઠણ છે. તારાં કાગળો હુ પોતે પોસ્ટમાં જઇને—

પણ સબર, ખડીઆમાં શાહી નથી તારે કેમ કરવું. ફલી પોતે પોસ્ટના આવવાની જે ઇંતેજારીથી રાહા જોતો હતો તે વાયોલેટના જોવામાં આવ્યું હતું. તે એ બાબે શું ધારતી હશે. જો શકીલી થઇને બેધડક પુછશે કે આએ કોણના કાગલો આવેછ તો શું જવાબ આપશે. તે બોક પરણુયાં તો હતાં ખરાં પણ બીજાં પરણેલાં જોડાંની પેઠે સંસાર માંડયો ન હતો. તેણીનો સુવાનો ઓરડો પાસેજ હતો ત્યાંથી બધું જોતી તો ન હોય. ફલીનો જીવ ગુલાં ઉપર ખરેખર હતો તો ખરો પણ હમણા હમણા વાયોલેટ તટાર થતી જતી હતી તારે ફલા કાકાની મતી જરા જરા બદલાતી જતી હતી એમ કેહવા વગર છુટક નથી.

કોઈ દાહાડે નહી ને આજે તેને વીચાર આવ્યો કે આહ! વાયોલેટ કેવી દેખામણી કેવી પટામણી, કેવી સમજુ હતી. તેણીની સોબતમાં આખો દાહાડો કેવો હસવા બોલવામાં પસાર થઇ જતો હતો.

આવા આવા ખ્યાલમાં ફલી ચકચુર હતો એવામાં પવનનો ઝપાટો આવ્યો અને બતી બુજાઈ ગઈ. ઓજન્ના! નવી બતી લાવવાની ગરબડ થાય તો વાયોલેટ જાગી ઉઠે. ગુલાંનુ કાગળ સહવારના લખી કાહુાડશું એવા વીચારથી ફલી ઉઠયો. વરંડા ઉપર ખુબ ચંદની ઝલકી રહી હતી. તે કઠેરાને અઢેલીને ઉભો હતો તેટલાં તેને ગુલાં હૈયે ચહુડી આવી. તેને ચાંપીને ભેટવાને અને 'કીસ' કરવાને તેનો જીવ ટપટપ થતો હતો. આ વાર શેહતાનજી વળી પાછા આડા નડયા. વાડીમાં એક બુલબુલ મીઠા પ્રીતી ભર્યાં રાગ લલકારી રહ્યું હતું. ફલી અને વાયોલેટ બેહુ જાણુ ઘડી ઘડી ધચ્છતાં હતાં કે બુલબુલનો સરોદ આવે તો સાંભળે.

પણ તે જાગતી હોય તો હમણાં બોલાવે કાં નહીં? બારણા આગળ જઇને જરા સાદ માર્યો કે હસતી કુદતી છુટા બાલ સાથે અને ઉઘાડી ગોરા ઘટમારા પગ સાથે આવેલીજ છે. પણ ફલીની હીમત ચાલી નહીં. પણ એવામાં કોઈએ તેના ખભાં ઉપર હાથ મુકયો અને ધીમો સ્વર નીકળ્યો.

"ફલી!"

એક તીર વાગ્યો હોય તેમ ફલી ચમકયો. તેના પાસાંમા ભરાઇને વાયોલેટ ઉભી હતી. ચાંદરણામાં તેનો ઘટમદાર મુખડો એક પરી સમાન લાગતો હતો.

"ફલી ડીઅર ! આટલું અસુરૂં થયું ને તું એખલો એખલો શું કરીઆ કરેછ? હું ત્યારની જાગુછ ને સાંભળુંછ કે તું ખરભર ખરભર કરીઆ કરેછ."

ફલી પેહલાં તો લાકડાં જેવો થઇને ઉભો. એટલામાં સારૂં થયું કે નીચે બાગમા બુલબુલ પાછું ગાવા પડયું. વાયોલેટ ફલીના ખભાં ઉપર ડોકું નાખી દઇને આંખ બંધ કરીને સાંભળવા લાગી. ફલીની છાતીબી ઉઠલાતી હતી. વાયોલેટ તેને છોડતાં છોડે નહીં. આખરે ફલીથી ટકાયું નહીં, એટલે પોતાની પ્રીયાને કમ્મરમાંથી પકડીને બોલ્યો "મારી વાહાલી, આવી ઠંડીમાં તુંને બાહાર રાખવી નહીં જોઇએ. તુંને જોઇને હું તો દેવાનો થઈ ગયો."

"છટ, છટ, મને શું છે? તારા પાસાંમા મને કંઈ થવાનું નથી. ચાલ, ચાલ, હવે મને ઉંઘ આવે તેમ થાયછ."

ફલીએ તેણીને આખી ને આખી ઉપાડી લીધી અને તેણીના પોઢવાના ઓરડાના લઇ ગયો.

પવન જોરમા ફુકતો હતો. વરંડાપર મુકેલાં કાગળો એણીમેર તેણીમેર ઉડીને વીખરાઈ પડયાં હતાં અને તેમા ગુલાંવાળું અધુરૂં કાગળબી ઉડીને કોણ બગીચાના જાણે કયાં ખુણામાં પડયું હશે.

## પ્રકરણ—૨૬ મું.

"હમેશાં હર નામ ભજતે રહો
કર હવસસે કર નફસસે દુશમની
મનકી, તનકી ધનકી મોહીની
હય ફની, ભર જવાનીમે ભલાઇ કરની.
જીંદગાની ચાર દીનકી ચાંદની
જલદ કરકે નેક કરની."

સહવારના આઠ વાગતે બનને જણા ઉઠયાં પછી શું કરે છે? કેપટન સાહેબ ઈઝીચેર પર બેઠા છે અને તેમના મેમસાબ તેમના ખોળામાં બેસી હસાઇ હસાઈ જવાય છે. વાયોલેટના સોનેરી બાલ છુટા છે અને ધણીજી તે બાલ સાથ ગમત કરે છે.

"ફ્લ ડીઅર, આજે કેટલા દાહાડા થયા તું પોલો રમવા ગયો નથી. એમ આળશુનો પાદશાહ શાને થઇ ગયો?"

"મને અહીંથી જવા હવે ગમતું નથી. તારી સોબતમાં હું બધું વીસરી જાઉંછ."

"હુશઓ રાસકલ, આપણને પરણ્યાને બે મહીના થયા એટલે હવે તો બધું નવું જુનુ થઈ ગયું."

"બે મહીના? છ દાહાડા કેહતાં શરમ લાગેછ કે?"

વાયોલેટનો જીવ સખ્ખે જતો હતો તે છતાં બોલી, "ડીઅર કોણ જાણે શું છે કે મને કોઈ કોઈ વાર દીલમાં ધાસતી ધાસતી લાગેછ. કોઈ કેહેછ કે એતો રૂતુમાં ફેરફાર હોય તારે એમજ થાય પણ એવી બચ્ચાં સાહી તકરારથી મારા જીવને સધીઆરો આવતો નથી."

ફ્લી શું જવાબ આપે. આ વાર તેને યાદ આવી ગયું કે બચારી ગુલાં એકલી શું કરતી હશે. તે હજાર વાર મનસે બોલી રહયો કે તેને ખરેખરૂં કોણ વાહાલું છે, ગુલાં કે વાયોલેટ. ચપ જીવ! હવે તો જે થાય તે ખરૂં. ગુલાં જયાં સુધી અણજાણી છે ત્યાં સુધી તો મોજીઆં મારી લે. પછીની વાત પછી. જે નસીબમાં હુશે તે થશે. થોડાક દાહાડા થયા ફ્લી તરફના કાગલો અકરવકરના હતાં કારણ કે શું લખવું તે સુજે નહીં. એણીમેર ગુલાંના કાગળ દમપર દમ રોજ આવે અને રખે કોઈ દાહાડે વાયોલેટના હાથમાં જાય ને તે વેહેમ ખાઇને એકાદ ઉખેડે તો કાળનો કુકાળ આજે પડે. આ બીકને લીધે તે પોસ્ટમાં જઈને પોતાના કાગળો લાવતો હતો. ઘણીવાર તે આ કાગલો ઉખેડતાં ડરે ને પોતાના ખીસાંમા રાખી મુકે. ખરી વાત એ છે કે ફલી વાયોલેટની આ નવી મોહોબત માં પોતાનું ભેજું ખોઈ બેઠો હતો. તેને નહીં ફરવા જવા ગમે કે નહીં ક્રીકેટ ગમે. બસ વાયોલેટ ગમ જોયા કરવામાં હમણા તેની મોજ સમાયલી હતી.

સહવારના આ હાંસબદન ને ગુલબદન એક આડ તળે બેઠાં બેઠાં ઘેલા ચેડાં કાહાડે છે તેવામાં ખીદમતગાર ટપાલ લઈ આવ્યો. ફ્લીએ પોતાનું કાગળ ખીસામાં ખાસી દીધું.

"કેમ ડીઅર, તું તારૂં કાગળ વાંચતો નહીં ?"

"ઉતાવળ શી છે, વળી કોઈ કમબખતનું બીલ હશે. મને તો તારો ચેહરો ને બહુ આંખ જોયા કરવા ગમેછ."

વાયોલેટ પોતાનું કાગળ ઉખેડયું અને ઓ! કરીને ચમકીને બેઠી.

ફ્લી ઠડાક દેતો ઉઠયો "શું છે—શું છે—ડારલીંગ કાંઈ માઠા સમાચાર છે કે?"

"ઓ ફ્લી, માયજી આવેછ !"

"વાહરે, કદરદાન દીકરી તો કોઈ જુઓ. માયજી આવેછ તો તુંને શું કાંઈ કરડવાના છે?"

"અરે હું જાણતીતીજ રે, હમણાના જેવા હસી ખુશીના દાહાડા ઘણા લાંબા નીભશે નહીં—માયજી આવેછ તો ભલે આવેછ પણ હું—પણ મને લાગેછ કે ક્વાબમાં હાડકું—રખેને વળી પાછું હકીમનું માથાં ઝીકણ લેતાં આવે."

વાયોલેટનો ઘભરાટ જોઇને ફ્લીને જરા રમુજતો લાગી ખરી પણ દીકરીજી જરા ખસીયાણા દીસવા લાગ્યાં.

"અરે નહીં રે—માયજી આવે તો હું ખુશી છેઉં કે તેવણબી જોય કે હું હવે કેવી તટાર થઇછ. પણ પણ—પણ મને કંઈ એવું થાયછ કે જાણે આપરા નાચવા કુદવાના દાહાડા ખલાસ થયા."

"છટ, છટ, ઉલટું તેવણ નર્સ સાથ માથાઝીંક કરશે અને આપુને કોઈબી રીતે નડવા આવે તેવું નથી." ફ્લીએ સધીઆરો આપ્યો.

ત્યારે માયજી પોતાના બે છોકરાઓનું હાઉસન ગાઉસન લઈને આવનાર હતાં ખરાં. પેહલાં તો મોટાં મેમસાબનાં ભરથાર સર થામસ એટકીને મેમસાબનાં આ નવા ધખારા સામે વાધો લીધો હતો પણ તેવણનું કશું ચાલ્યું નહીં. જનરલ સાહેબને ધસકો પડયો હતો કે રખે મેમ કાશમીર જઈને વળી પાછું હકીમાનું હુંબગા પીંજીને કાંઈ ઘોંટાળો વાળે.

ફ્લી હસીને પોતાની પ્રીયાને કેહે છે. "ડીઅર, વળી તું કાંઈ હકીમા બકીમાની વાતોથી વટળતી ના."

"અરે નહીં રે, મને હવે શું છે. મમા અલબત ગાઇ કરશેતો ખરાંજતો. વળી માયજી બુચીને લેઈ આવશે તેનાથી આપુને સોહોવાઇ જશે."

"આહ! આપરા આએ બે મહીના કેવા ઝપાટામાં નીકળી ગયા. દીકરા તુંને ગમ્યું કે?"

"ઓ માઈ—એ તે કેવો સવાલ."

"સાંભળ મારી દીલદાર વાઈફ્, એમ સમજ કે આએ બેહેસ્તના બાગ જેવાં સુખના બદલામાં કાંઈ જરા વેઠવું પડે તો તારેથી સોસાય કે? એમ સમજ કે તુંને ખોદાયજી પુછે કે આએ બે મહીના અમન ચમનમા કાહાડયા તેના બદલામાં થોડું દુખ ખમવું પડશે તો તું શું જવાબ આપે? તું એમ કેહ કેની કે એવી સરતે મને આએ સુખ જોઈતું નથી?"

વાયોલેટ વીચારમાં પડી કે ડાહાયો ફ્લી કોઈ દાહાડે નહીં ને આજે એમ ફાટું ફાટું શું બોલેછ. તે એટલુંજ બોલી કે—

"મને એવું એવું બોલીને નકામી કાંય ઉદાસ કરેછ? ખોદા એવો દાહાડો નહીં બતાવે. જે ગમે તે થાઓ પણ મારી હાલની જીંદગીથી હું રાજી રાજી છેઉં."

"ખરેખર?"

"હા, ખરેખર, આવા આપરા ખુશી ખુશાળીના બે મહીનાના બદલામાં બે વરસનુ દુખ પડે તો હું તેથી બીહીતી નથી."

ફ્લી આ સાંભળીને પોતાની વાહાલીને પસવારવા લાગ્યો.

"ફ્લી ડીકરા, એમ સમજ કે આપણી હવે પછીની જીંદગીમાં કંઈ ન ધારેલી મુશકેલીબી આવી પડે તો તેનો શો મુંજાખો છે. આપરે બે સાથે છઇએ કેની."

આ સાંભળી ફૂલીએ છીંકવાને બાહાણે પોતાનું મોહોડું ફેરવી નાખ્યું કારણ કે તે જાણતો હતો કે જયારે મુશકેલી આવશે ત્યારે તેઓ બેહુ જણ સાથે હશે કેમ કરી.

---

## પ્રકરણ—૨૭ મું.

હીફાજતમે રખપે જો દાદાર હમકો
તો દુશમનસે હોવે કયા આજાદ હમકો
હય સાથ હમારા એક દોસ્ત અપના
ચાહાતા હય દીલસે જો હરબાર હમકો.

---

મમા આવેછ, ભુચી આવેછ તેની ધામધુમમાં કેટલાક દાહાડા નીકળી ગયા. પણ તેટલા દાહાડામાં આ ભોળાં જોડાંએ ખુબ મોજ મઝાહ કરી લીધી. તેઓને એવોજ ધખારો બેસી ગયો હતો કે આ નવી નડતળ આવી કે તેમનો હસવા નાચવાનો કીસ્સો તમામ. વાયોલેટ ખરે મનથી ઇચ્છતી હતી કે માયજીને અસટમ પસટમ સમજાવીને ગુલમર્ગ કે એવી બીજી જગાએ મોકલવાં. કાંઇબી કરીને વાયોલેટને ખુશાલ રાખવા ફૂલી ઘણો ઇંતેજાર હતો પણ તેનું પોતાનું કેમ? તે ઘણુંબી કરે પણ જરા જરામાં ગુલાં હૈએ ચહડી આવે. તે બચારી એખલી અતુલી શું કરતી હશે. તેની પાસ કોઇ સોબતી નહીં, કાંઈ કામ નહીં ત્યારે તેના દાહાડા કેમ પસાર થતા હશે. ઓ ખોદા, તે આ સંકટ કાંહ

ી લઈ ચલાવશે? રખે તે કંટાળીને અધીરી પડી
. જો તે ખરી વાત જાણે તો એક પલબી ખોટી
ા નહીં એવી ગુલાં આકરી હતી. હાલની હાલત
ાં વાયોલેટ ને બીજા બે ત્રણ વરસ ધાડ ખાય તેવું
ાતું ન હતું તોબી ત્યાં સુધી ગુલાંને થોભાવવી કેમ?

અલબતા ગુલાંને મરી હીલમાં દાબી મુકી હતી અને
કોઈ સાથ ભેળાતી ન હતી. એટલે ખરો મામલો
કેમ જણાય! એકાદ બે મડમો તેણીને મળવા
વતી પણ ગુલાં પરણેલી છે કે કુંવારી, ખ્રીસ્તી છે
મુસલમાની તે કોઇ જાણતું ન હતું. સઘળાંઓ
મમાં ગોતાં ખાયા કરતાં હતાં.

ગમે તે હોય પણ ગુલાં નીમકહલાલ તો ખરી. ફ્રેલી
નીરદયપણે એખલી નાખી ગયો હતો અને નોકરીને
કાણે કાશમીરમાં જઇને ભરાયો હતો પણ તે છતાં
ોનો તેના ઉપર જીવજાન હતો. જે દાહાડે ફ્રેલીનું
ાળ નહીં આવે તારે તે રડી બળીને ઘણીવાર
ી સુઈ જતી અને સહવારના દર મીનીટે પોસ્ટ
ની રાહ જોવા બારીએ ડોકાં કરતી. જ્યારે ઘણી
ાર થતી ત્યારે વીચાર કરતી કે સ્ટીમર ઉપર ફ્રેલી
થ મેલાપ નહીં થયો હતે તો હજુ બેહતર હતું.

ોણી મેર ફ્રેલી હર પલે અંદેસો કરતો કે એક
ોશ અબલાને આવી રીતે ફસાવી તેનો ગુનાહ કેમ
ા થશે, જો કે તે સધીઆરો લેતો હતો કે આ પગલું

ભરવાને તેને ગુલાંએ પોતે ઉસકેરીઓ હતો. ફ્લી શું જોખમ ખેંચે છે તે ગુલાં જાણુતી હતી ને હવે ઇશ્વરે સઘળી ગાણત્રી ઉંધી વાળી તારે ફ્લી શું કરે.

બચ્ચા ફ્લી, તું વીચાર કર કે એક દાહાડો એવો બી આવશે કે તું અને ગુલાં સામાસામી થઈ જશો તો પછી તારા શી હાલ. સઘળી જગતમાં તું એક લંફ્ગો મરદ ગાણાશે ને સઘળા થુ થુ કરશે તે તારેથી કેમ ખમાશે. અરે અરે—જીવતી બાયડી પર ઠગાઇથી બીજી બાયડી કરવાનો અપરાધનું શું સેવટ આવે તે શું તું જાણતો નથી!

આાહ મુર્ખ ફ્લી, તારાં માથામાં ભેજું છે કે પથ્થર, તારી કેળવણી ઉપર આગ લાગો. તુને આ દેવાનાપણું કાંહાંથી સુજ્યું. અરે બેવકુફના પાદશાહ, પેહલાંથીજ ખરી ખંખારીને કબુલ કરી દીધું હતે કે હું તો પરણેલો છું તો આ આફતમાથી કેવો બચી જતે.

પણ હવે થઈ ચુક્યું—દરેક કલાકે કલાક ધ્રુજારામાં રેહવા સીવાય છુટક નહીં.

માયજી પોતાના ખટલાને લઇને આવી પોંચ્યાં. સઘળાં ઠાકીને લુસ થઈ ગયાં હતાં. માત્ર ભુચી ખુશાળ હતી. આખર કરે પણ બચ્ચું કેની? સઘળાંની વચમાં એક વાર તે બોલી ઉઠી. "બાઈ હું હજુ માસીજી થઇ નહી કે?" આ સાંભળી બધાં ફીકાં ફ્ચ પડી ગયાં, માત્ર નર્સ મેરી બોલી, "એમ નહીં બોલીએ, વખત જતે બધું આવશે."

વાયોલેટની ઘણી ખુશી કે માતાજીને દેખાડે કે જુઓ હું કેવી સારી થઇ ગઇછ. માતાજી બીખુશ થયલાં જણાયાં.

"હા બેટી, તુંને સુધરેલી જોઇને હું ઘણી રાજી છું. તું માનતી હતી નહીં પણ મેં છુપી રીતે તારા પોર્ટમેંટામાં હકીમજીની ફરમાવેલી ગોળીઓ મુકી હતી તે તેં ખાધી હશે અને તેનો ફાયદો હવે જોયો? તું મારૂં માનતી હતી નહીં."

"પણ મમા, મેંતો એ ગોળીઓ જોઇબી નથી."

"હટ, લુચ્ચી, તું ગમે તેમ અખાડા કરે ને ફુલીને લીધે અણજાણી થાય પણ હું બધુ સમજુંછ. ડાકટરોએ હજાર ફાંફાં મારયાં ને કંઈ વળ્યું નહીં પણ હકીમજીએ મને ખાત્રી આપી હતી કે બાબા જો મારી ગોળીએ ખાશે તો ચંદ રોજમાં હુશીઆર થઈ જશે."

ફ્લીન વાયોલેટ હવે શું કરે. માતાજી આ બધું તદન હુંબગ છે એમ તેમના મોહોડાં ઉપર તો કેહવાય નહીં.

---

## પ્રકરણ—૨૮ મું.

મધમાખીને મધ બહુ ભાવે
બુલબુલ ગુલાબથી છે રાજી
દરીઆને તો ચાંદ ગમે
પણ મને વ્હાલાં છે માતાજી.

સહવારના ફલી પોતાની મોહોરદાર સાથ બગીચામાં ઝાડની નીચે બેઠાં હતાં.

“માયજી બાહાર જાયછ. બચારાં છેક લાંબે વેરથી મુસાફરી કરતાં ઠાકી ગીએલાં છે. મેં ઘણુબી ના કહયું પણ કેહેને હું સારી પેઠે છેઉ. તારે હું નાચાર થઈ.”

“પણ ડીઅર, તારી પેટીમા પેલી હકીમની ગોલીઓ છે તે દસ બાર ખવાડની કે હુશીઆર થઈ જશે!”

“ફલી, તું મારા માયજીની ઠઠા કરેછ. વાહ!”

“નહીં કરૂં, પણ તું કબુલાત આપ કે આએ ગોળી ફોળીની સાથ તું ઘેલાં નહીં કાહાડે.”

“હું શું કંઇ નાદાન છેઉં. બચારાં એવણ જીવ બાળીને રોજ હકીમાના ચોપાનીઆં મારા ઓરડામાં મોકલેછ પણ, હું તે બધાં હાબીને કબટના ખુણામાં ચાંપુછ.”

“અરે જોજેની, જે ઘડી જાયછ તેમાં તારા સારા થવાનો દાખલો આપીને વર્તમાન પત્રોમાં હકીમજી ની તારીફ છપાશે ને તેની ઢગલાબંધ જાહેર ખબરો આવશે.”

" હા, પણ ફુલી, તેં કેમ જાણ્યું કે આએ હકીમજીના પાક અને ગોળીઓથી ફાયદો નહીં હોય."

" જા, જા, ઘેલી, જો હું આએ નજીસ ગોળીઓ ખાંઉં તો એક મહીનામાં મારી પાયદસ્ત પત્રોમાં છપાય."

પણ આપણા મીત્ર લેડી એટકીન શું કરે છે તે પર જરા નજર કરીએ. તેવણ તો "જીભરૂં" ઠસ્યાં તે એવાં ચીટકયાં કે ત્યાંથી સસરેજ નહીં. વાયોલેટ કેહ તેમ "કવાબમાં હાડકું" તો જેવું કેહેછ તેવું નડયું. દીકરીજી ઘણુંબી અસેમસે કાનપર નાખે કે "માયજી, તમુને છોકરાં સાથ ઘણી અડચણ પડતી હશે, હું બીજો નાહાનો બંગલો ભાડે રાખું ?" પણ માયજી મરેરે પાછલી રાતના, તેવણ તો કેહેજે "નારે માય, તુંને એખલી નાખી જાઉં તો તું બરાપો કરીઆ કરે !"

હવે બચારી છોકરી શું કરે, બબડી ભટભટીને મુગી રેહવા શીવાય બીજો છુટક નહીં. છોકરી હતી તો ભલી પણ આ નવાં રમકડાં આગળ મા બાપ ભાઈ બેહન બધા સેકંડ ક્લાસ, પણ છોકરીનોબી શું વાંક કાહાડયે. ડોસાંને હકીમાનું ચેતક લાગ્યું હતું, એટલે ઉઠતાં ને બેસતાં તેનું ને તેનુંજ ભેંજાનો ખીમો કરીઆ કરે અને જેવી તેવણ હકીમાની વાત કાહાડે કે ફલી ઉડીને તરત વંજો માપી જાય.

લેડી એટકીન મનમા તો સમજતાં હતાં કે દીકરી આ વાતથી કંટાળતી હતી પણ એમ જો પોતાની લડત મુકી દેતો હારેલાં કેહવાય.

વાયોલેટ આ રોજના ભેજાં દુખણથી એટલી તો કંટાળી ગઈ હતી કે સારાં નસીબે માયજી એક આખે દાહાડો કોઈ મીત્રને તાંહાં ગયાં તે દાહાડે ફ્લી ને વાયો લેટ હરખને મારે નાચ્યાં. આ પ્રમાણે દાહાડા પાણીના રેળાની પેઠ ચાલ્યા. ફ્લીને તો હવે ગુલાંની જુદાઈની આદત પડી હતી એટલે અગાઉના જેટલો તે મુઝાતો ન હતો. ગુલાં અને ફ્લી એક બીજાને હજુબી કાગલો લખતાં હતાં. પણ ગુલાંનો સદાનો રૂદન પાટલો ને ફ્લીના કાગળમાં 'ધીરજ ધીરજ'!

---

## પ્રકરણ—૨૯ મું.

અજને પીયા પે તન મન વારૂં
જો વારૂં સો થોરારે
આવો પીયરવા ગળે લગાવું
જગમે જીના થોરારે.

---

એક રાતના ફુલ ચાંદરણામાં ફ્લી અને વાયોલેટ પોતાના ખાનગી ઓરડામાની બહાર વરંડા પર બેઠાં છે. ફ્લી કોઈ ચોપાન્યું આમ તેમ ફેરવે છે એટલામાં વાયોલેટ આવીને અચણુચ તેના ખોળામાં બેસી ગઈ અને તેનું ગળું ચાંપીને પકડીને માથું ખભાં ઉપર નાખી બોલી:—

"ફ્લા—હું તુંને કાંઈ કેહવા માગું છે."



"નહી એક ઘણી અગતની ખબર છે." "પણ ડારલીંગ તું ધ્રુજેછ કાંય.

સફો—૧૭૩.

બાહાર ઝાડોની વચ્ચે ખુલબુલો પોતાના મોહોબતના રાગ કાહાડી રહયાં હતાં અને કુદરત જાણે મીઠાસથી ભરેલી હતી.

ફલીએ પ્રીયાના માથાંના સોનેરી બાળના ભાથરામાં હાથ ઝાસીને બાળ સાથ ચેડાં કાહાડતાં પુછયું "શું છે, વાહાલી શું છે?"

ધણીઆણી શું વાત કેહેવા માંગતી હતી તેનો ધણીને સેજબી ખ્યાલ ન હુતો.

"શું છે, બેટા શું છે? વળી માયજીએ તુંને શુંથી પીખી નાખી કે?"

"નહીં પણ કંઈ ઘણી અગતની ખબર છે. ફલી જો હું તુંને પુછું કે આપરી જીંદગીમાં એવો શું બનાવ બને કે જેથી તું ખુશી થાય."

"પણ મારી ડારલીંગ, એમ તું બોલતાં ધુજેછ કાંય? શું છે શું?"

"હજુબી સમજતો નહીં હુરવાયો તું. આજે તો કેટલા દાહાડા થયા મને વેહેમ હતો પણ ખાત્રી થયા વગર તુંને કેહતાં જરા—જરા—શરમ લાગી."

ઓ! હવે ફલી સમજયો. તેને પેહલાં તો વીજળીના જેવો આંચકો લાગ્યો. સારૂં થયું કે આ વાર વાયોલેટે પોતાનું માથું ફલીની છાતીમા છુપાવી દીધું હતું કારણ કે ચીંતા અને ઘભરાટથી ફલીનો ચેહેરો ફરી ગયો હતો.

અભાગ્યો ફ્લી, તેણે આ પરીણામ આવશે એવો કોઈ દાહાડે ખ્યાલબી કીધો ન હતો.

પણ ધભરાટ સમેત બેવકુફનો પાદશાહ ફ્લી બોલી પડયો, "એમ હોય નહીં—તું એમ કહીને મને ચોંકાવેછ."

આ શબ્દો સાંભળી ઉલટમાં આવેલી વાયોલેટ ઝબ્બણી પડી ને ઉઠીને ઉભી થઈ. પરણેલી જીંદગીના આ કટોકટ વખતે પોતાના ધણીને મોહોડેથી આવા શબ્દો! તે જીંદગીના છેડા સુધી કેમ વીસરાશે.

"નહીં—હું ભુલ કરતી નથી."

અરે, બીચારીના બધા ખુશાળીના ખ્યાલો ક્યાં ઉડી ગયા. કેહું કે નહીં, કેહું કે નહીં એવા વીચારમાં તે કેટલા દાહાડાં થોભી હતી અને વીચાર કરતી હતી કે જ્યારે આ વધાઈના સમાચાર કેહવશ તારે ફ્લી કોણ જાણે કેવી ખુશાળીથી કુદશે પણ આ તો ઉલટું થયું. ફ્લી ખબર સાંભળીને ડઘાઈ ગયો ને રડવા જેવો થઈ ગયો. એમ કેમ?

ગરીબ બચારી છોકરી! જે બન્યું તેમા તે શું કરે. પણ ફ્લી એમ કાં કરતો હશે. તેમને ત્યાં બચાંની વધી જાય તેમા આટલું નાશીપાસ થવાનું કારણ શું? ભલી? રાંક છોકરી! તે દધાડને અલ્લગ ચાંદરણામાં ઉભી હતી ત્યારે પોતાના છુટા સોનેરી બાલ સાથ જાણે આ પૃથવીની નહીં પણ બેહેસતની હુરી હોય તેવી લાગતી. અરે યારો, પાંચ મીનીટની વાત પર તે કેવી ખુશાળ

હતી. પોતાની છુપી વાત પોતાના ધણીને કેહેતી વખત કેવી લજવાઈ જતી હતી અને તેણીને નીરદય ફલીએ કેવી ઉદાસ કરી નાખી હતી.

તોબાહ! તોબાહ! આ નાદાની કે ગુનેહગારીની ખબર જો ગુલાંને પડે તો કોણ જાણે શું પરીણામ આવે. ગુલાં તેને પાછો પોતાની આગળ આવવા દે કે? ને જો વાયોલેટ જાણે તો તેને કોણ જાણે કેમ ધીકારે.

અરે ફલીનું શું થાય તેનો વીચાર કરો. તેની છાતીમાં હથોડા વાગતા હતા તે એટલાં સુધી કે થોડી વાર તેના માથાંમાં ચક્કર આવી ગયા. શું વાયોલેટ ને મુકીને નાહાશી જાય. અરે જે છોકરી પાંચ મીનીટની વાત પર તેને અંત્યંત વાહાલથી વળગી હતી તેને દગો દીએ. આખરે જરા જીવ શાંત થવા પછી ફલીને લાગ્યું કે વાયોલેટ તો તેનો જીવ જાન હતી. હા, શરમ અને હયાનત તો છેજ પણ તેને મુકી કેમ દેવાય.

વાયોલેટ મુગી મુગી દલગીર થઈ જરા દુર ઉભી રહી પણ ફલી ઉઠીને તેણીને જબરીથી પાસે ખેંચીને બોલી પડયો.

"મારા જાન, મારી પ્યારી, તારા વગર મારેથી કેમ જીવાય. હું આ નવી ખબરથી હું જરા અકળાઇ ગયો હતો. પણ તું મારી જીંદગીની જોત છે."

"તારે તું આએ ખબરથી દલગીર તો નથી કેની?"

"બસ મને ના પુછ, હું તુંને મારાં જીગરથી કેવી ચાહુંછ તેનો આએ પુરાવો છે."

સહુવારના જયારે ફલી પોતાના ઓરડામાં એકલો પડયો ત્યારે વળી તે વમાસણમાં પડયો. વાયોલેટ તે વાર હતી નહીં. હવે કરવું કેમ. કમબખત ફલી તે આ સુધાં ત્રણ જીવોનું સત્યાનાશ વાળ્યું છે. તું કોઈ સાથ સારો નીવડયો નથી. તું તારી આંખે આંધળો થઇને તારી પોતાની મોજને ખાતર આ દોજખના ખાર માં પડયો. હવે તું શું કરવા માંગે છે. તું એકલો દુખી થશે તો બર ઝાહાનમ પણ બીજાંઓનું શું.

તેને કાંઇ સુજયું નહીં એટલે ઓરડામાં આમ તેમ ફેરા ખાવા લાગ્યો એવામાં બટલર ચાહ લઈ આવ્યો તેને ધમકાવીને કાહાડી મુકયો. પોતાના મન સાથ તેણુ ઘણીબી લાજીક તપાશી જોઈ કે આ બધું થયું તે ગુલાંને કાજે. આ પગલું ભરવાનું ગુલાંએ સુચવ્યું ઇત્યાદી—પણ ના ફલી, તું એમ બાહાણા બીલ્લાંથી છટકી જવાનો નથી. આ બધી મોહોકાનના પેટામાં તારી એકલપેટાઈ સમાયલી છે. પૈસા, પૈસા, પૈસાની તંગીને લીધે તેં ગુલાને અકળાવીને મારી નાખી પણ રખે તારી નોકરીને દરમયાન તું નામોશીમા આવી પડે તેથી તું હીચકારો બીધો.

વળી તેને વીચાર આવ્યો કે હું વાયોલેટ ને ચાહું છું ખરો પણ મેં કાંઈ ગુલાંને મુકી દીધી નથી.

પણુ તારા જીવને પુછ કે તું આ બે સ્ત્રીમાંથી કોણુને ખોવાને તૈયાર છે. કમ ભાગ્યની ગુલાં, તું તેણીને કેવી સ્થીતીમાંથી પટાવીને ફસાવી લાવ્યો હતો તેનો વીચાર કર. વાયોલેટને તેં કબુલાત આપી હતી ખરી પણુ ત્યારપછી તારૂં ભેજું કયાં ચરવા ગયું હતું. અરે મુર્ખ, તેં વાયોલેટનું સત્યાનાશ વાલ્યું પણુ સાથે સાથે તેના બચાંનું કેમ? તે હજુ જણમ પામે તે અગાઉ તો તેં તેનું એક જાતનું ખુન કીધું. એક નનામાં બાપનું બાળક અને વળી તેબી કાહાની કીરસે જાણુમે તે કરતાં તો તે મુવેલુંજ ભલું.

પણુ સાબર, આ બીનાની ખબર લેડી એટકીનને પડશે ત્યારે કોણ જાણે કેમ થશે. માતાજીએ પોતાના માનીતાં હકીમાની મદદથી દીકરી સાજી થઈ કરીને તે વાત દોસત આસનાઓમાં મગરૂરીથી ફેલાવી હતી. તેવણુ જયારે ખરી વાત જાણશે ત્યારે—બાપરે—તોપ નો ગોળો છુટશે. હુવે તે પોતાના બીરાદર આર્ચીસરો ને કીએ નાખે મળશે.

આ બધાં સંકટ તો નજીવાં જેવાં હતાં પણુ વાયો-લેટનું શું થશે. બેવકુફ, નાદાન, હીચકારા ફલી, તેં જે આ ખરાબીના બી વાવ્યાં છે તેના પરીણામ તું જો ને માથું કુટ.

---

## પ્રકરણ—૩૦ મું.

પીયા હમસે ક્યા તકશીર હુઈ
 કે તુમ તરસ દીખાના ભુલ ગયા.

સનમુખ મીલાના તો જાતા રહ્યા
 સપનેભી આના ભુલ ગયા.

તેરી જુદાઇ અગનમે જલતી રહું
 દીલકી હકીકત કીસ્સે કહું

દીલ જલ જલકે સાલે ભડકે
 તુમ આગ બુજાના ભુલ ગયા.

---

આ ગણી પુરાણી ફ્રેંડ ગુલાં લગભગ છ મહીના સુધી એકલી પડી રહી હતી. અરે યારો, તમે જાણો છો કે કઇ મુદ્દત સુધી એકલું રેહવું કેવી મુસીબતનું કામ છે. એકલું ને તેબી વળી ભર વસતીની વચ્ચે એકલું ! ગુલાં જેવી આકળી, મધ્યમ કેળવણીવાળી, વગર પૈસા સાથની છોકરીને આ છ મહીના ઝેર જેવા કડવા લાગ્યા હતા અને તેમાં અદેખાઇએ હજાર ઘણો વધારો કરી મેલ્યો હતો.

ફલી અને વાયોલેટ સાથે રેહે છે, ફરે છે, ખાય છે, પીયે છે એવા ખ્યાલ ભેજાંમાંથી વીસરવાની તેણીએ ઘણીબી તજવીજ કરી પણ ફોકટ. દીસનાબી એજ ને રાતના ઉંઘમાબી એજ ધખારો તેને ચુંથી નાખતો હતો.

કોઈજ વાર તે જરા લટાર મારવા નીકળે ત્યારેબી તેને એનો એજ વીચાર, ખાવા બેસે ત્યારેબી તેજ, રાતના સુવા જાય ત્યારે એજ વીચારથી ડોલા ફાડી ફાડીને સજાગરૂ પડી રેહ.

હવે તે વમાસવા લાગી કે જયારે હું મારે ગામ હતી ત્યારે કોણ મારી આગળ હતું. એમતો કુછજી હતાં કેની, તેવણ ખાઉં કરહું જેવાં હતાં ખરાં પણ જરા વસતી તો હતી. તે વારે આખો દાહાડો વહીતું તો કરવું પડતું પણ તેમ રાતનાં ઉંઘ કેવી સરસ આવતી હતી.

ફલી સમાલ, કોઇ વાર ગુલાં પોતાના જીવ સાથે એટલી ઉસકેરાઇ જતી કે તે વીચાર કરતી કે હવે તો જે થાય તે એ, પોતાની ફલી સાથની શાદી જાહેર કરવી. એક ગોરી ચામડીવાળી, આજે મરે મરે કરયા કરે ને મરે નહી તેને ખાતર ગુલાં શું કરવા દુખી થાય.

વળી જયારે તે જરા શાંત થાય તારે વીચાર કરે કે સબર જીવ, ધીર ધર, ખોદા જેવો દાતાર છે. પોતાની મેળે ફલી પગે પડતો આવશે અને તારે હાલની બધ્ધી મુઝવણ હવામાં ઉડી જશે. તે વીચારતી કે હા ફલી આવશે ને આવશી—નહીં તો જવાંનો કાંહાં છે. જેમ જેમ દાહાડો પસાર થતો જાય તેમ ગુલાંનો જીવ ફલીને માટે વધારે ને વધારે તલપતો જાય. પણ તેને એમ લાગતું હતું ખરૂં કે ફલીનો પ્યાર તેણીના ઉપર આગળના જેવો તો હોયજ નહીં.

અફસોસ, પ્રીય વાચનાર, ગુલાંની હાલત ઉપર તું ખયાલ કર. તે નસીબ પડીને કોઇ કોઈ વાર આંખ પાણી કરતી હતી તેની દયા ખા.

આવી કંગાળ રડમસ જીંદગીની અસર ગુલાં ઉપર કેવી થવા લાગી તે કેહવાની જરૂર નથી. તેનું અંગ ગળાતું ચાલ્યું અને ગાળ ઉપર જે સુરખી હતી તે ઉડતી ચાલી.—તેણીની ભુખ મરી ગઇ અને આખી જીંદગીમાં કોઈ વાર નહી ને હમણાં ગુલાંની તબીયત બગાડવા માંડી.

તે આ ફેરફાર છંતેજારીથી આરસીમાં જોઈ જોઇને જીવ બાળે કે રખે ફલી તેણીને ફેરવાયલી જોઇને કચવાય. પોતાના ચેહરાનું રંગ રૂપ પાછું લાવવા તે દમ બાંધીને વાઇન પીએ ને ખાવાની તજવીજ કરે પણ બધું ફોકટ. તે રોજ રોજ ફલીને કાગળ લખે પણ હવે તો ફલીબા વચ્ચે વચ્ચે ધાવલી મારી જાય. ગુલાં ઘણી વાર લખવા બેસે તારે વીચાર કરે કે આજે તો એને મીઠી મીઠી વાતો લખીને જરા તાઢો મીઠડો રાખું પણ છ લીટી લખી કે પાછો અગાઉનો રૂદન પાટલો દાખલ થઇજ જાય. ઓ મારા વાહાલા, તું પાછો આવ, મને જરા સોહોવાતું નહીં. એમ લખવા જતાં ધમકી આપવા જેવું બી લખાઈ જાય.

એક દાહાડે સહવારના ગુલાં એખલી બેઠેલી છે. તેણીને સખત સરકમ અને ઠાંસાનુ જોર પકડયું છે. તેણીએ ચાહ પાંઉ પોતાના બીછાણામાંજ પડયાં પડયાં

ે. જેમ તેમ દાહાડો તો નીકળી ગયો. પણ
જે હોટેલમાં તે એકાંત રેહતી હતી, ત્યા ભોંય-
મોટા દીવાનખાનામા એ શું ગરબડ ચાલી
ગુલાં ઉઠીને સાંભળવા લાગી તો જણાયું
"ડાનસીંગ" ચાલતું હતું. અને જુવાન
ા આશીસરો દારૂની ખુમારીમાં ઠીઠી ઠાઠા કરતા
લાં સારી રાત ઉંઘી નહીં. સહવારનાં જેમ
ી, ત્યારે તે મેલી ઘેલી ને ફીકીફચ દીસતી હતી.
ંગમાં મેલો ઘેલો ફ્રાક પેહેરેલો હતો. બાલ
પડેલા હતા અને જેમ તેમ અંબોડો બાંધ્યો
ણીની પાસે નવા સોનજા ફ્રાક હતા અને ખરચ
સાની ખુટ ન હતી. પણ તે હમણાં શું

ગાક થઇને કોણને દેખાડવાનું છે. તેની નોકરીમા
ાલમાની આયા માત્ર હતી. અને તેબી પોતાની
ા જેવીજ મેલી ઘેલી હતી. ગુલાંને અવાચી પર
આવે અને વખત નીઠે નહીં. તેના હાથમાં
ચડા જેવી 'નાવલ' હતી પણ તે ઉપર તેનુ
ાલકુલ હતું નહીં.

જરા વારે પોસ્ટ આવ્યો. તેમાં ફુલી તરફનું
ાળ હતું. તે ઉખેડતાં હમેને મારે કે ઇંતેજારીને
ાંના હાથ ધ્રુજતા હતા. રખે તેમા વળી કાંઈ
સમાચાર હોય. રખે તે વળી ગુસસામા લખતો
એ પેલી કોણ છે તેના સંબંધમાં કાંઈ નજીસ
હોય.

પણ કાગળ વાંચીને ગુલાં ઉછલીને ઉભી થઈ. તે લાલ લાલ થઇ ગઈ હતી. આહ! બધું બરાબર છે. નકામાં બે દાહાડા રડી જલીને કાહાડયા. કાલે ડીઅર ફ્લી આવવાનો છે. જો તે ગુલાંને ચાહાતો ન હતે તો આવતે શું કામ?

આ ખુશ ખબરથી ગુલાંના મગજમાં એટલો હર્ખ ઉપજયો કે તે કોઈને કેહ નહી તો પેટ ફુગી આવે.

"આયા—આયા—જલદી આવ."

આયા વેહલી વેહલી દાખલ થઇ અને જોયછ તો મેમસાબથી હુસાઈ હસાઇ જવાતું હતું.

"આયા, સાબ આવેછ, કાલે આવી પુગશે."

આયા જાણુતી હતી કે તેની બાઈ કોઈ વાતે અસુખી હતી અને જાંહા છે તાંહાં પોતાના ધણી સાથ કાઇ વધેરાયલું હતું.

સાબ આવેછ તે સાંભળીને અલબત આયા ખુશાં થઈ.

"આયા, હું જરા બાહાર જાઉછ, મને કામ છે. મારી ટોપી ને શેઆલ લઇ આવ—જલદી-જલદી."

"મેમસાબ, આપકી તબીયત બીમાર હય. અબી બાહાર જાના ઠીક નહીં."

"ચુપ, ચુપ, અમારા જી કુ બોહત અછા હય. અમ ખુશીમે હય" આટલું બોલતાબી ગુલાંની આંખમાથી આંસુ ઢલી પડયાં. ફલીના કાગલે દુન્યા ઉથલ પાથલ

કરી નાખી હતી. "ઓ હું કેવી અભાગણી કે પાંચ મીનીટની વાત પરસો હું ફલીને માટે તરેહવાર ખોટા ખ્યાલ કરતી હતી.

"ખોટા ખ્યાલ! મારા ફલીને સારૂં બદ વીચાર! મારો ધણી, મારો પ્યારો ફલી જેણે હજારો વાર સોગંદ ખાધા હતા કે તેં મને કદી—કદી—કદી વીહીલી મુકશે નહીં. ઓ હું કેવી ભુંડી કે બે દાહાડા કાગળ નહીં આવ્યું તેથી હું અકળાઈ ગઈ. હવે તો મારો ફલી આવશે ને બધું ઠીક થશે."

ઇંતેજારીથી ને સરકમથી ગુલાં ગમે એવી ધમધમી રહી હતી પણ તેણીને ઠરીને બેસવા ગમે નહીં. જેમ તેમ બપોર પડી, સાંજ પડી ને સુરજબી રૂઠયો હતો તો અંધારૂં થાયજ નહિં. ગુલાંએ ફલીનું કાગળ કાંઈ નહીં તો દજન વખત કાહાડી કહાડીને વાંચ્યું હશે. માહે પ્રીતીના કાંઈ ખાસ શબદો હતા નહીં. પણ તેનો શો મુઝખો છે. મળશું તારે એ બધાંનો ખંગ વળી રેહશે. જે ઘડી જાયછ તેમાં તે નજીક નજીક આવતો હશે. ઓ! પોતાની પ્રીયાને ભેટવા તે કેવો ઇંતેજાર હશે.

"ઓ હજુ તો સાત વાગ્યા! મરેરે આજે ઘડીઆલને શું થયુંછ. કાંટા ખીસતાજ નહીં, જાણે ખોટી થતાં ને વાર જોતાં એક મહીનો નીકળી ગયો આહ! કેવા અમે ભેટશું. મારાં મોહોડાંમાંથી ફરીઆદ કે અદેખાઇને એક બોલબી નીકળે તો મને ખાસડું મારજો. અંહંહં! હજુ તો આઠ વાગયા. મારો ફલી આવે તે અગાઉ તો બીજા અઢાર કલાક કાહાડવાના."

આ પ્રમાણે બોલી ગુલાંએ આંગલાં ઉપર કલાકના કલાક ગણવા માંડયા. એક બીજો કલાક ગયો, હવે સત્તર રહયા—બીજો ગીઓ—હવે સોલ રહયા. તેણીએ વખત ગાળવા સારૂં સારી રાત ધરફડી મારી પણ ઉંઘ આવેજ નહીં. કોઈ વાર પાછળી રાતના તે ઝબકીને બીછાણામાંથી છલાગ મારીને બાહાર પડે અને બતીને ધરીને ઘડીઆલમાં જોય કે કેટલા વાગયાછ. તોબાહ હજુ તો સાડા બાર થયા!

ગુલાં સારી પેઠે જાણતી હતી કે આવતી કાલે તેણીની જીંદગીનો જે તે ફડચો થઈ જશે. આખરે સહવાર પડી. ૭ વાગામાંથી તેણીએ તૈયાર થવા માંડયું. ફલીને આવી પોહોચવાનો ટાઈમ બપોરના એક વાગાનો હતો.

અગીઆર વાગામાં તે બારીએ ડોકાવી ડોકાવીને જુએ. કોણ જાણે, વખતે ટાંગો વેહલો આવીબી પોંચ્યો હોય.

બપોરના બાર વાગે તે બબરચીખાનાં ગમ દોડી અને જલદીથી લંચ તૈયાર કરવાની ધાધલ કરી. બચારીએ ધણીનું હેત ખાઇને ઓરડાનો કચરો પોતે વારી કાહાડયો, નવી ચાદર બીછાવી અને ટેબલ પર નવો ટેબલક્લાથ પાથરીને ઉપર ફુલ ગોઠવ્યાં. અગાઉ જ્યારે ફલી મળવા આવે તારે ગુલાં બેદરકાર રેહતી હતી પણ આ વાર તો જાણે પેલી કાશમીરવાળી સરસ કે હુ એવી હાર જીતનો મામલો હતો.

એક વાગો પણ ફ્લી નહીં મળે. ડોળા તણાવી તણાવીને બે વાગા પણ ફ્લી નહીં. શું થયું ? ટાંગાનો કાંઈ અકસ્માત તો થયો નહીં હોય. રખે તટુઓએ મસતી કરીને ફ્લીને ખીનમાં નાખી દીધો હોય. ગુલાંની ઘણી મરજી કે ટાંગા હાઈસમા જઇને જાતે ખબર કાહાડે પણ ફ્લીની ચોકસ તાકીદ હતી કે તેણીએ આમ પુછપરછ કરવી નહીં. તે ચાવાચીવીથી બીહીતો હતો.

ચાર વાગા એટલે ગુલાંની ધીરજ રહી નહીં. ફ્લીની મનાઇ હવામાં ઉડી ગઈ અને તેણીએ હોટેલના ચોકી-દારને ખબર કાહાડવા મોકલ્યો. પણ તે પાછો ફરે એટલામાં તો મુરબ્બી કેપટન ફ્લી દાખલ થયા.

આ વાર ગુલાં માળપર વરંડામાં રાહા જોતી બેઠી હતી પણ તેણીએ ફ્લીનો સાદ પારખ્યો. ગુલાં કયા ઓરડામાં છે તેની ખબર તે બુટલેરથી કાહાડતો હતો. તે છલાગ મારીને ઉઠી પણ તેના પગ ઈંતેજારી અને ખુશાલીથી થર થર ધ્રુજતા હતા.

## પ્રકરણ—૩૧ મું.

દીલકે દેનેશે કીસી રાહા મુજે,
ઇનકાર નહીં;
દીલતો મય દેહી ચુકા.
મે જો મરતા હું તેરે જુદાઈ મારે મારે,
બસ મેરે પ્યારે દારે;
સેંકડો ચલે ગયે શીર પર મેરે દારે દારે.
અબ આના હો તો આજા,
ખ્યાલ દેતી હું મે ઉનકો હય કોન ભલા;
મુજેકો સુન લીજો જરા.
હશરતે હાત મેરા, ઓર ગીરેબાન તેરા;
મુનસફે હય મેરે ખુદા.

---

આખરે ધણી આવ્યો ખરો.

એક પલમાં તેઓ એક બીજાને વળગી પડયાં. આખરે બન્ને જણ સોફા કોચ ઉપર બેઠાં. ગુલાએ ફલીનો હાથ પકડી રાખ્યો હતો.

“ફલી ડીઅર, તું એક વાગે આવી નહીં લાગો તેથી મારા પેટમાં ફાર પડી ને મારૂં માથું દુખવા લાગુ !”

ફલીએ કસો જવાબ આપ્યો નહીં. તેનો ચેહરો ગમગીન અને ઉજળો ફક મારી ગયો હતો.

ગુલાં બોલી “વાહાલા, તું ભુખો હશે. મેં તારે સારૂં ટીફીન તૈયાર રખાવ્યું છે તે જરા જમી લે.”

"તસ્દી લેવાની કંઇ જરૂર નથી. ટાંગામાં મારી સાથે એક બીજો પાસીનજર હતો તેની સાથે અમે નાસ્તો કરી લીધોછ."

"એમ કે?" આ શબ્દો ગુલાંના મોહામાંથી નીકળયા ખરા પણ તેણીનું દીલ નાસીપાસીથી જખમી થયું હતું. હવે બીજી વાત કેમ કરવી તે બન્ને ને સુજે નહીં. ગુલાં તરેહવાર વાત કરાવવાની યુકતી કરે પણ ફલી ઉં આં ને હા ના સીવાય કંઇ બોલે નહીં.

"ડીઅર રસ્તામાં ઘણો તાપ લાગો હશે?"

"નહીં—સેજ સાજ તાપ લાગો ખરો પણ કાંઈ દમ જેવું નહીં હતું."

વળી પાછી ચુપકીદી.

ટેબલ પર પડેલું ટીફીન જોઈને ફલીને જાણે વામીટ જેવું થાય. ને મન સાથ ઈચ્છે કે કયારે ગુલાં તે ઉંચકાવી લીએ. ફલીનો હમણા મીજાજ ચસકેલો હતો. તે હવે વીચારવા લાગ્યો કે ગુલાંનો સાદ કેવો ખભરેલો અને એક કોમન સ્ત્રીના જેવો હતો. વાયોલેટનો કોમળ બુલબુલ જેવો સાદ કાંહા ને આય ગીતની ગોયણના જેવો રાગડો કાંહાં. વાયોલેટના ગોરા ઘટમારા હાથ કાંહાં ને ગુલાંના પોહોળા પટાક જેવા હાથ કાંહાં વાયોલેટના ગોલાબી અણીઆળાં સ્વચ્છ નખ કાંહાં ને ગુલાના પોહોલા પવન પાવડા જેવાં નખ કાંહાં. ફલીને ઘણું મન થાય કે પોતાનો હાથ ગુલાંના કબજામાંથી છોડવે પણ તેની હીંમત ચાલી નહીં. આખરે ગુલાંએજ વાત છેડી.

"ડીઅર, મને જોઇને તું ખુશી છે કની?"

"હાસ તો" ફૂલીએ જવાબ દીધો પણ ગુલાં ગમ જોયું નહીં.

"પણ તારે મારો ધણી થઈને મને "કોટી"બી કરતો નથી?" ગુલાંએ અકળાઈને પુછ્યું. ફૂલીએ જેમ તેમ આ ફરજ અદા કરી પણ આ આનાકાનીથી ગુલાં જેવી ચતુર છોકરી સમજી ગઈ કે કાંઇ મોહોકાન વળવાની છે ખરી. તે છતાંબી તે હટી નહીં.

"આવ ફૂલી, મારી પાસે બેસ, તેં હજુ સુધી પ્યારનો એક શબ્દબી મને કહયો નથી. હું જાણુંછ કે તારો જીવ મારી ઉપર છે પણ તે તારે મોહોડેથી સાંભળવાનો મને હરખ છે."

કાંઇ જવાબ નહીં! ઓ, ખરૂં નરૂં કરવાનો આ વખત આવી પોહોંચ્યો હતો. જે ઘડી જાય છે તેમાં અભાગ્યો ફટકો પડવાનો હતો. કેવો શરમ ભરેલો ફટકો!

એકાએક ફૂલી ઉઠીને ઉભો થયો. અને આસતેથી ગંભીટાયલા સાદે બોલ્યો. ગુલાં હું તુંને ચાહુંછ પણ—

તેના મોહોમાંથી વધુ શબદો નીકળી શકયા નહીં. ગુલાં તો એક મારબલના પુતલાંની પેઠે સામી ઉભી રહી. ફૂલી વધુ શું કેહેવા માગે છે તે સાંભળવાને તેણીનું રૂદય ચાલતું બંધ પડી ગયું હતું. ફૂલી વળી બોલ્યો.

"હું હમેશ તારે સારૂં."—

વળી તે બોલતા અચકી પડયો.

"મારે સારૂં શું ? બોલ જલદી, નહીં તો હું પડી જવસ."

"ગુલાં હું હમેશ તારી સંભાળ લેવસ, હું છેકજ જાનવર નથી પણ—પણ—તું કોણ જાણે શા કારણથી મને અગાઉના જેવી લાગતી નથી."

મોહોકાન વળી, આટલા શબદો મોહોમાંથી નીકળ્યા કે શરમને મારે ફુલી વરંડા ઉપર જઇને પીઠ ફેરવીને ઉભો.

ગુલાંને ફેર આવતા હતા, તોબી પોતાની છાતી ઉપર હાથ દાબીને બોલી :—

"ફુલી—ફુલી."

ફુલીનો ચેહરો જીવતાં માણસના કરતાં એક મુરદાંને વધારે મળતો આવતો હતો.

"ફુલી ખરૂં કેહ—તારો જીવ પેલી ઉપર છે. ?"

"હા—

"તારે શું આટલી મુદતમાં તું બેવફા થયો ?"

ફુલી શું જવાબ આપે. માફ માગવાનુ કે દલગીરી બતાવવાનું હવે ફોકટ હતું.

ગુલાં સોફા ઉપર બેસી ગઇ, કારણ કે તેણીની છાતીમાં ચુક પકડી આવ્યો હતો. ફુલી તો ઘુવડ જેવો બની ગયો હતો. હજી ગુલાં મોટે સાદે રડતે, કે તુફાન કરતે, તેને મારતે તો પરવડતે પણ તેને લાકડાં જેવી સજ્જડ થઈ ગયલી જોઈ શું કરવું તે ફુલીને સુજયું નહીં.

"ઓ ખોદા, આ વાર મારો જીવ લે." આટલા શબદો બોલી ગુલા સોફા કોચ ઉપર ફસડાઇને પડી. પાંચ દસ મીનીટે આંખ ઉઘાડી જોયછ તો ઓરડામાં તે એકલી હતી.

---

## પ્રકરણ—૩૨ મું.

છોરકે તનહા મુજે અય દોસતો,
ગુલફામ ગયા;
ગમ મુજકો સોંપ ગયા,
તાકાત વ આરામ ગયા.
કયા ઉસ્સે ખત મે લીખુ,
કયા મેં જુબાની બોલું;
કાસદ અબ તક ન ફીરા,
લેકે વે પેગામ ગયા.
જીસમ લાગેર કુંકુ મેરે,
દેખકે કહેતે હય તબીબ;
જીંદગી ઉસકી કાંહા જીસકા
દીલ આરામ ગયા.

---

ફલી કાકાથી આ દેખાવ ખમાયો નહીં એટલે પોતાની પ્રીયાને કોચ પર આંખ ઘાંકેલી પડેલી જોઈને ત્યાંથી છટકી જવામાં ડાહાપણુ વીચાર્યું. તેવણુ લાગલા મરી દીલની કલબમાં ગયા અને ત્યાં ગુલાંને કાગલ લખવા બેઠા. તેનાથી સાચું બોલાઈ જવાયું હતું કે

મારૂ તારી ઉપર હેત નથી પણ બીજી ઉપર છે. આ શીવાય બીજી કંઈ વાત થઇ ન હતી પણ હવે— હવે શું? કાંઇબી જે તે રસતો થવો જોઇએ. વાયોલેટ ઉપર જીવ જાન હતો અને ગુલાં તેની ખરી પરણેતર હતી એટલે એવી હાલતમાં કેમ જીવાય, કાંહાં સુધી જીવાય. ગુલાં સાથ કંઇબી સમજુતી અથવા બંદોબસ્ત થવો જોઇએ. પણ શું બંદોબસ્ત?

એટલું તો ફ્લીનાં મનમાં નકકી હતું કે વાયોલેટનો કાંઇબી વાંક નહીં એટલે ગમે તે થાય પણ તેણીને તો બચાવવી જોઇએ. એ મોહોકાનને લીધે તો તે મરી હીલ જીવ પર જોરાવરી કરીને દોડી આવ્યો હતો. એકવાર કાશમીરમાં તેને બીચાર આવ્યો કે ગુલાંને બધું ખોલાસાથી લખીને સમજાવી લેઉં તો કેમ પણ વળી તે હીંમત હારી ગયો કે વખતે આ કાગલ હાથમાં રાખીને ગુલાં કાંઈ નવનુ દોઢ કરી નાખે તો? કોઈ ખબરદાર વકીલને જઈને પોતાની ખરી શાદીની ખબર કહીને રમખાણ ઉઠાવેતો મરી ગીઆ ઠાર! નહીં, કાગલતો લખાય નહીં. હવે તો જે થાય તે ખરૂં. મરી હીલ જવું ને જેતે નીકાલ લાવવો.

ત્યારે શેહારાં વાંચનારાઓ સમજી શકશે કે ફ્લી શા કારણથી મરી હીલ આવ્યો હતો. પોલોની મેચમાં સામેલ થવાનું છે એવું બાહાણું વાયોલેટને બતાવીને તે નીકળી પડયો હતો. ગુલાંને શું લખવું અને કેમ સમજાવી દેવું તે તેને સુજયું નહીં. પોતાની ધણી-

આણીનો હલતાઇ ગયલો રડમસ ચેહરો જોઇ તે પોતે ગુંચવાઈ ગયો હતો અને તે લીધે તે નાહાસીને કલબમાં ભરાયો હતો. તેણે જાત જાતના ખરડા કીધા અને ફાડી નાખ્યા. પોતે જે મોહોકાન વાળી હતી તેમાથી કેમ નીકળવું તે બીલકુલ સુજે નહીં.

આખરે ઘણા વાર માથે હાથ દઇને અંદેસો કીધા પછી તેણે નીચે પ્રમાણે લખયું.

**વાહાલી ગુલાં**—હું ઘણી શરમીંદગી સાથ લખું છ કે હવે હાલતુરત આપરે બે જનને એક બીજા સાથ મળવાનું બને તેમ નથી કારણ કે તેથી આપરે બેહુ દુખી થઈશું. તારી પાસે શું અને કેમ માફી માગવી તે મને સુજતું નથી. જે મોહોકાન વળવાની હતી તે વળી ચુકી છે. મેં તારી જીંદગીની ધુલધાની કરી નાખી છે. જે બની તે નાહીં બની એમ થવા માટે જીવ બી આપવો પડે તો હું તૈયાર છું. આપરી મુર્ખાઇ ને લીધે આપરે બેહુ જના ખાડામા પડયાં છૈએ. મારે તારી પાસે આજીજીથી માંગી લેવું છે, તે એટલુંજ કે તારે આપરી શાદીની વાત છુપી રાખવી. હું મારે પોતાને થકી એમ માગતો નથી. હું એટલો પાપી નથી, પણ એક બીજી નીદોશ બાનુને થકી લખું છું. મને લાગે છે કે એક નીર્દોશ બાનુને વગર વાંકે ગરદન મારવી નહીં જોઈએ. એ બીચારીને આવી મુશકેલીમાં આણવા માટે આપણો બેહુનો તકશીર છે. જો વીચાર કર—તું આએ આપરી શાદી જાહેર કરે

તો મને જેલમાં જવા શીવાય છુટકો નથી. ને તેમ જો થયું તો હું મરી ગયો એમ સમજજે, ને હું સદાબરો ઉઠી ગયો તો પછી તારૂં શું થશે તેનો વીચાર કરજે.

મને એકજ રસતો સુઝે છે તે એ કે તુંને હાલ તુરત મુંબઇ પાછી મોકલાવી દેઉં—હું તારાં ભલાંને ખાતર તારી ઉપર નજર રાખતો રેહેવસ તેની તારે ચીંતા કરવી નહીં. ખોદાનું ચાહાવું છે તો કદાચ આપણે પાછાં એકના એક થઈશું. મને બીજો કોઈ રસતો સુજતો નથી. તારૂં શું મત છે તે જણાવજે. કવર ઉપર private કરીને લખજે.”

ઉપર ટપકેથી વાંચતાં આ કાગલ ચાઈચાઇનું કદાચ વાચનારને લાગશે, પણ ખરેખરૂં જોતાં તે બીલકુલ નખાલસ નીર્દય હતું. ફ્લીનું માનવું એમ હતું કે ગુલાંએ પોતાનો સઘલો હક છોડી દેવો અને તેના બદલામાં કેપટન ફ્લી સાહેબ તેણીને કાંઇ આસે. કેપટન સાહેબ એમ કહેવા માગતા હતા. કે એક ગોરી છોકરીની મોહોબતમાં ફસ્યાથી ગુલાંને લાત મારીને કાહાડી મુકવી. પણ ગુલાં તેમ કાંય કરવા કબુલ થાય? ફ્લી હમણા ગમે એટલો સતો થાય ને કાંગલા કુસલાં કરે પણ તેણે પોતે કબુલ કીધું હતું કે તે ગુલાને હવે ચાહાતો નથી.

પણ ફ્લી એટલો ઉસકેરાઇ ગયો હતો કે કાગળ ફરીથી વાંચવાની તસ્દી લીધી નહીં પણ તુરત બીડીને ગુલાંને સરનામે મોક્લી દીધું. તુરત અરધા કલાકમાં

જવાબ આવ્યો કે ફલીએ તાબરતોબ ગુલાંને મલવું. જો મલવા વગર ફલી જતો રેહ તો તેનો જોખમ ગુલાંને માથે રેહેશે નહીં.

આવ્યો ધડાકો ! ફલી સમજી ગયો કે જો ગુલાંને કોઇબી રીતે શીશામા ઉતારયા વગર છટકી જશે તો જરૂર આ છેડાયલી દુકતી કાંઈ નવું જુનું કરી નાખશે. ગુલા હવે ખરે મને છેડાઈ હતી. એનો કોઇબી આંધળોબી જોઈ શકે.

અને ખરેખર તેમજ હતું. જયારે ફલી ચાલી ગયો ત્યારે તે અડધી બેસુધ હાલતમાં હતી પણ જેવું તેનું અભાગ્યું કાગળ વાંચ્યું કે તે વાઘણની પેઠે ઉછળી. તે વીચારવા લાગી કે આવો નખાલસ બેશરમ માણસ તેણીએ કોઈ વાર અગાઉ જોયો ન હતો. શું આટલા મહીનામા તે બધું વીસરી ગયો? ફલીએ કાંઈ હજારો વાર સોગંદ, પર સોગંદ ખાધેલા કે ગુલાં વગર તેનુ જીવતર નકામું છે તે આટલા વારમા નજર ફેરવી બેઠો? બળી ગયા પૈસા ને બળી ગઈ જીંદગી. ગાડી ઘોડે ફરવાના ને ગવરનરની પાર્ટી ફારટીમાં જવાના બધા સ્વપના હવામાં ઉડી ગયા. તેનો ફલી બેમરવત થયો એટલે ગુલાંની જીંદગી રદ થઈ.

પણ સબર! હજુ ગુલાંએ ફલીને મુકી દીધો નથી. ગુલાંને તે ચાહે કે નહીં ચાહે પણ આખર કરે ને તે ફલીની ધણીઆણી. તે લાખ બીજી સ્રી સાથ નખરાં કરે કે જુદો રેહ પણ ખરી ધણીઆણી તો ગુલાં પોતે.

આ પ્રમાણે વીચાર કરતાં ગુલાંના ગાલ પર રતાશ આવી અને ડોલા ચમકવા લાગ્યા. ગુલાં મજબુત અને તતણખાર હતી અને ફલી હીચકારો હતો. બસ તે આવે ને ફૂર અવે. એને આવ્યા વગર છુટકો નથી ને એક વાર આયો કે એને પાછો જવા કોણ દેછ?

તાબે થવા શીવાય કેપટન સાહેબને પાછું ગુલાંને મળવા વગર છુટક ન હતો. તેવણ એક માર ખાધેલા કુત્તાની પેઠે ખશીયાણા જેવા પાછા આવ્યા. રાતનાં નવ વાગેલા હતા અને જો કે ગુલાં ભુખી હતી, તોબી કેપટન સાહેબે હીંમત રાખવા સારૂં જરા મજબુત સટકન પાડેલું સાફ દીસતું હતું. ઓરડામાં જેમનું તેમ હતું, માત્ર ટેબલ ઉપર ગુલાંનુ ભાણું હાથ લગાડયા વગર પડેલું હતું.

"કેમ, ગુલા મને પાછો બોલાવીને શું કેહેવા માંગેછ?" ફલીએ ગંગેટાયલા સાદે પેહેલો બોલ કાહાડયો.

"હા, હું ઘણું કેહવા માગુંછ. જયારે તેં મને છેલ્લા સખુનો કહયા તારે તારૂ માથું ઠેકાણે નહીં હતું અને તું જે બોલ્યો તે તારા દીલમાં ખરેખરૂં હોય એમ માનવાની હું ના પાડુંછ."

ફલીએ જમીન તરફ નજર રાખીને જવાબ દીધો. "હું મારાં દીલની વાત ખરેખરી બોલ્યો હતો."

"અરે પણ બેમરવત, અભાગ્યા, તું ભુલી જાયછ કે હું તારી પરણેલી ખરી ધણીઆણી છેઉં? તુંને યાદ નથી કે તું મને સ્ટીમર ઉપર કેમ ચાહાતો હતો

અને કીનારે ઉતારયા પછી મને કેમ ફુસવાવી? તેં સોગંદ પર સોગંદ ખાધા હતા કે તું જીવતાં સુધી મને વીહીલી મુકશે નહીં. મારા વાહાલા ફુલી, તે સોગંદ ઉપર હું ઓસતવાર રહીને તું દગાખોર થયો. પણ હજીબી મારો જીવ તારા ઉપર જેવોને તેવો છે."

આટલા શબ્દો બોલી ગુલાં તેની આગલ ગઇ. તેનું માથું પેટમાં ચાપ્યું, તેના ગાલ ઉપર કીસ લીધી પણ ફુલી ચવરીઓકે વવરીઓ નહીં. તેનું માથું ફરી ગયું હતું, તેની ઘણી મરજી કે ગુલાંને હડસેલીને ત્યાંથી નાહાસી જાય. વાયોલેટને થકી કાંઇબી કરવું જોઇએ.

પણ બીરાદરો, વીચારો, ગુલાંની આ વેળા શી હાલત? ફુલી તરફથી ના જવાબ કે કોટા કોટીનો ના કસો ઉતર, એક કોટી કે જે માટે ફુલી એકવાર પોતાનો જીવ આપવા તઇયાર હતો, તેની ગેરહાજરી જોઇ ગુલાં પામી ગઈ કે ફુલી હાથથી ગયો. તે અકળાઈને બોલી :—

"મારા જાન, મારા જીગર, યાદ રાખ કે આએ ધર્તીમાં તારા સીવાય મારૂં બીજું કોણ છે, તારે ખતર મેં મારૂં બધું ધુલમા નાખ્યું—તેં મને તારા ઉપર પ્યાર કરતા ઉસકેરી—તું શું મુંબાઇ વીસરી ગયો— નહીં—આવો પયાર એમ એટલો જલદી કોઈ કાલે વીસરાય નાહીં—એટલુંજ કેહ કે તું મને ચાહેછ— બસ એટલુંજ કેહે—ઓ, ખોદાને ખાતર, દયાને ખાતર મને એમ તરછોડી ના નાખ."

ા ગળાંમાંથી જેમ તેમ સાદ નીકળ્યો. "હું
ક્ષી શકતો નથી."

શું કાંય? તારો સાદ આનો બંધાઈ ગયો, પણ
ક વાર તું મારા ઉપર ફીદા ફીદા હતો,
તેમજ થશે. તારો પ્યાર પાછો મેલવવા હું
ઉથલ પાથલ કરશ. હું તારી ખરી ધણીઆણી
ાલી નો ગુનેહગાર રાખેલી છે. ઓ ફલી, તારા
ારો કેટલો પ્યાર છે તે તું જાણતો નથી. ખરે,
ારત પોતાનું તન બદન અને રૂહ તુને આપી
ાતાને વાસ્તે કાંઈ રાખે નહીં ને ઓરતના
ેશે તું શું સમજેછ. ફલી, ફલી, મારા જીગરમાં
શીવાય બીજો કંઇબી વીચાર નથી. જો તું
ાતી ચીરીને જોવા પામે કે મને શું થાય છે
પ્યાર પોતાની મેળે પાછો આવે."

મે ડાકું નીચે નાખી દીધું અને આંખો બંધ
ાલ્યો "હવે થઇ ચુકું–મારેથી તું માંગેછ તેમ
નહીં."

ારે શું તું પેલી ઉપર એટલો બધો ઘેલો
છે?"

ા તેમજ છે."

એક જાનવરને બંદુકની ગોળી લાગી હોય
ાંએ ચીશ પાડી.

ા—હું મુંઈ—હું મુંઈ—મારૂં સત્યાનાશ
આ બલાગત હું મારે હાથે મારા ઉપર લાવી."

આમ બોલી ગુલાં ધબ દેતી લોંય ઉપર ફસડાઈ પડીને ડચકાં ખાવા લાગી. ફુલી તો લાંબો તાટ થઇને ઉભો રહયો. આ બેવકુફ પુરૂષ ઘણોજ કાયર થઈ ગયેલો દીસવા લાગ્યો. ગુલાં ઉપર તેણે દાંત કચકચાવ્યા. આવા ફેસતા કરવાના હતા, તો તેણીએ ફુલીને બોલાવી મંગાવ્યો શું કામ? નાચાર ગુલાં, તેણીના ઉપર ખરેખરી જફા હતી પણ હવે તેનો ઉપાય શો.

ગુલાં આમ નસોસ પડેલી તેટલાં ઝટકી જાઉં તો કેમ, આવા વીચારમાં છે એટલાંમાં ગુલાં છલાગ મારીને ઉઠી.

"ફુલી, ફુલી, જોઇએ તો મને મારી નાખ. મારેથી આ ખમાતું નથી." તેણીની રડતી આંખ, છાતી તોડ નીસાસા અને કાલાવાલા ફુલીથી જોવાઇ શકાયા નહીં. તેણે ગુલાંનો હાથ પકડયો અને વીચારવા લાગયો કે હવે શું બોલું.

"ડીઅર ગુલા, જો જરા ધ્યાન ઠેકાણે રાખીને વીચાર કર, મારી મુશકેલી સમજી જા. હું જો હમણાં ને હમણાં તારા ભરથાર દાખલ જાહેર થાઉં તો જીવતી બઈરી પર બઈરી કરવાના અપ્રાધ સારૂં બતંબે જાઉં. આપરે એહુ જને ગુનાહ કીધો ન તું જોતી નહીં?"

પણ સાંભળે કોણની બલા. ગુલા તો ગાયા આંધળી હેવાની બની ગઈ હતી. ને ફુલીને છોડતાં છોડે નહીં.



ગુલાં ધબદેતી જમીન ઉપર પછડાઇ પડી     સફો—૧૯૮.

"તું મને મારી નાંખીને છુટો થવા માંગેછ કે પેલી સાથ નાચે કુદે, ને સુખી થાય?"

"અરે મુવો હું સુખીનો થતો."

"જા, જા, તું કોણુને સમજાવેછ. તેને વાસતે તું અહીંથી વટી જવા નાચી કુદી રહયોછ. શું તું મને એટલી ગમાડ સમજેછ કે?"

ફલી શું જવાબ આપે. તેણે ગુલાંને ઘણીબી પટાવી પસવારી, પોતાના ગુટણ છોલી નાખ્યાં પણ સઘલું ફોકટ.

આખરે તે "બોલ્યો લે ચાલ હવે, મને 'ગુડ બાઈ' કર." આ વખતે રાતના અગીઆર વાગેલા હતા. ગુલાં ચમકીને ઉઠી અને ફલીને ગરદનમાંથી ધરયો. આ વાર ફલી ગુટણ ઉપર ભોંય પર બેઠેલો હતો એટલે પોતાનું ડોકું છુંટું કરી શકયો નહીં.

"નહીં—હું તુંને જવા નહીં દેઉ—હું તારી ધણીઆણી છેઉં એમ કોઇને કેહુ નહીં—પણ હવે મારૂં કોઈ નથી. તારા શીવાય મારૂં બીજું કોણ છે. બસ એટલુંજ કેહે કે તું અવારનવાર મારી આગળ આવશે. તું કબુલાત આપ કે મને એકદમ મુકી દેશે નહીં. હું વધું કંઇ માંગતી નથી. જો તું મારૂં એટલુંબી નહીં કરશે, તો હું મરી જવશ."

ફલીએ છુટવાના ઘણાબી ફાંફાં મારયાં પણ ગુલાંએ તેને એવો ધરી રાખ્યો હતો કે છુટાય નહીંજ. તે જેમ તેમ બોલ્યો:—

"આએ તો મારા ઉપર સીતમ છે. હવે મારે જવું જોઇએ."

આ વાર તેને વાયોલેટ છુઇયે ચહડી આવી અને ખેંચતાણ કરીને છુટો થયો.

"જો સાભળ ગુલાં, એક વાતની સો વાત. હું એક વાતમા ગુનેહગાર થઇ ચુકોછ પણ તું જે કરવા માંગોછ તે કરૂં તો હું દોઝખમા જાઉં. બસ હવે મને જવા દે."

"નહીં--એક હજાર વખત નહીં--એક વાર તું મારી તારીફ કરતો હતો કે તારા જેવી દેખામણી ઓરત તેં કદી જોઇ નથી. એક વાર નહીં પણ સો વાર તેં કહયું હતું કે મારા હાથ તારાં ગળાંને પકડેછ તારે તું જાણે બેહેસતનું સુખ જોયછ. તું મારી સાથે થોભી જા. હું તુને ખુશી ખુશી રાખશ. જો સાંભળ પ્યારા!"

ફલીના અંગમાં એકાએક ભુત ભરાયો હતો. એક આચંબા ગારીને તેણુ ગુલાંને હડસેલી કાહાડવાની તજવીજ કેરી. એક ગમથી ગુલા તેન ચીવટ વળગીને પકડી રાખે આ બીજી ગનથી ફલી છુટવાને ખેંચ તાણ કરે આવો કંગાળ દેખાવ જરા વાર ચાલી રહયો. આખરે ફલીનું મરદનુ જોર ફાવ્યું. તે છુટો થયો પણ તેના કપડા ચુંથાઈ પીખાઈ ગયાં હતાં અને ગુલાં મોટે સાદે કલાપીત કરતી હતી એટલે તે બીધો કે રખે આ રોખરૂં હોટેલના લોકના સાંભળવામાં આવે.

તે બારણુ ઉંઘાડીને બાહાર ધસ્યો. આ વાર ગુલાં સોફા કોચ ઉપર ઉંધી પડીને ઝારઝાર રડતી હતી.

---

## પ્રકરણ—૩૩ મું.

મોહોબત કે તેરે મુજકો દીલ,
ક્યા ક્યા સેતમ દેખા દીયા
હમેશાં ખુશીકી જીંદગી,
સારા જેહાને ભુલા દીઆ.
મોહોબત કે આગે મર ચુકા,
નફા બદીસે ક્યા ગરજ.

---

અરે, કમબખત ફલી, તારા આ પ્રમાણે ચાલી જવાથી ગુલાંની શી અવસ્થા થશે તેનો જો તને જરાબી ખ્યાલ હતે તો તું કોણ જાણે શું કરતે. ગુલાં ખરેખર દીવાની બની ગઈ હતી અને શું કરવું તેનું તેણીને બીલકુલ ભાન ન હતું. ફલીએ નાહાસી જતી વેળા જખમ રીથી તેણીને હડસેલી મુકી હતી અને તેણીને સોફા કોચ ઉપર લગભગ બેભાન હાલતમાં નાખીને નીકળી ગયો હતો.

જરા વારે ગુલાંને ભાન આવ્યું કે તે તદન વાયેજાન એકલી હતી. એક ઘેલી વાઘણની પેઠે તે છલાગ મારીને ઉઠી અને ફલીની પાછળ દોડવાનો કસદ કીધો. એ આમ મુકીને છેકજ નાકદર તો થાય નહીં. એને

પકડી પાડવો જોઇએ અને કાંઇબી કરીને આજની રાત તો રોકવો જોઇએ. ગુલાને કોણ ઓળખે છે, કોણ પુછનાર છે, તે કઈ જાતની છે તેબી કોઈ જાણતું નથી.

તે ધરધર કરતી નીચે ઉતરી ગઈ. બાલ ખોરાયલા, માથાં ઉપર ટોપી નહીં, ગળા પર શેઆલ નહી એવી થથરતી તાઢમાં તે બાહાર પડી. ને કાંહાં જાયછ તેનોબી અધલો તાણી હતો નહીં. કુદરતી રીતે તેના પગલાં કલબ તરફ ધસ્યા. દરવાજા આગલ આવી પહોચી એટલે તે ગભરાવા લાગી, કે હવે શું કરવું, કોણથી ખબર કાહાડવી, ફલી ત્યાં હશે કે નહીં. જો નહી હોય તો હવે કાંહા સોાધવા જવું.

ખરી વાત એ હતી કે ફલી અકળાયલો ગભરાયલો લાગલો પોતાના હોટેલમા ગયો હતો અને બરાંડીના બે ગલાસ ઠોકીને પોતાના સુવાના ઓરડામાં ભરાયો હતો.

બાહાર ગુલાંનો ઉસકેરાયલો ચેહરો, છુટા બાલ અને જીથરી પીથરી સ્થિતી એક નવાઈ જેવો દેખાવ રજુ કરતી હતી. વરંડા ઉપર બે ઇંગ્રેજ જુવાનીઆઓ તુરતના ખાઈ પીને સીગારેટ ફુંકતા હતા તેઓ આ દેખાવ જોઇને અચરજ પામ્યા. આ બે માહેનો એક જે ગુલા આગમજ હોટલમાં રેહતો હતો તેણે ગુલાંને ઓળખી. ગુલાની અને ફલીની દોસ્તીની વાત આખાં સ્ટેશન ઉપર જાણીતી હતી. આ જુવાન આફીસર તુરત નીચે ઉતરી આવ્યો અને જાણે ગુલાંની દયા ખાતો હોય તેમ પુછયું.

"માફ કરજો મીસ, પણ તમે કોણને શોધો છો."

જેની શોધમાં હું છેઉં તે—તે-

પણ ગુલાં નામ કેમ દે. શું જવાબ દેવો તે સમ જાય નહીં એટલે ભરમમાં એટલુંજ પુછયું.

"આહીં હોટેલમાં કોઈ રેહેછ કે ?"

"નહીં, આંહી તો કોઇ નથી. એ તે કેવો સવાલ? તમે જાણોછ કે હમણા કેટલા વાગ્યા ? લગભગ અગી આર થવા આવ્યા અને એવી અંધારી વખતે તમે આમ એખલાં રસ્તામાં ફરો એ ઠીક નહીં. ચાલો હું તમને તમારાં હોટેલમાં મુકી આઉ."

"નહીં—મને જવું નથી—મારેથી જવાય તેમ નથી."

"એ તમે શું બોલોછ—તારે શું આખી રાત રસતામાં ઉભા રેહશો ? ચાલો, ચાલો, એમ કંઈ હોય."

પણ ગુલાંનુ માથું કાંહાં ઠેકાણે હતું. શું જવાબ આપવો તે સમજાય નહીં. ફ્લોને કાંહા શોધવો ? શું હીલ પરના બધાં હોટેલોમા જઇને ઓરડે ઓરડા તપાસી જોવા ?

આ વાર ગુલાંનો ઉજલો ચેહરો એક મુરદાંના ચેહરાને એટલો મળતો આવતો હતો કે પેલા જુવાન આફીસર ચમકયો.

"હું શું કરૂં—કાંહા જાઉ—હું મુઈ—હું મુઇ." એમ ગુલાંએ રડારોળ કરી મુકી.

પેલાએ ગુલાંને ઘણી સમજાવી " જો, ડીઅર, આપરે તારા હોટેલમાં જઈએ-ને એક ચમપીનનું ગ્લાસ લેશે તો હુશીઆર થઇ જશે."

આ બોલનાર જુવાન આફીસર ખરેખર ભલા માણુસ હતો પણ ખાણા ઉપર જરા વધારે છાંટો લીધાથી, અને ગુલાંનો ખુબસુરત ચેહરો જોઈને જરા તેનો ચેહેરો ફેરફાર થયો હતો.

" પણ હું એખલી કમ જાઉ."

" એખલી શું કામ, હું છેઉં કેની."

આમ બોલી જુવાન સાહેબ ખરડ્યા પગ ગાલીચા સુધી લાવ્યા અને પેહેલાં તો આસતેથી ગુલાનો હાથ પકડ્યો અને પછી તેણીની કમર ઉપર હાથ મેલવાની ગોઠવણ કરી. પણ ગુલાંનુ આ વાર ઠેકાણું ન હતું. તેણીનુ માથું ચકભમ થતું હતું. પેલાએ તેણીનો હાથ ચાપ્યો પણ ગુલાં કાંઈ બોલતી નથી એમ જોઇ ને ઉપર ' કીસ ' લીધી. એવી બેખબરી હાલતમા તે નાચાર ભાનભુલી જુવાન ઓરતને તેણીના હોટેલમાં ઘસડી ગયો પણ તેનુ બી ધ્યાન ગુલાને હતું નહીં. ત્યાં ચમપીનની બાટલી ઉખડાવી અને ગુલાના મોહ આગળ ગ્લાસ ધાર્યું પણ ગુલાં તો જાણે ઉંઘતી હોય ને સ્વપ્ના જોતી હોય તેમ જે આપ્યું તે પી ગઈ. ઉપરા સાપરી બે ત્રણ ગ્લાસ આમ પીધાં ખરા પણ જેણીને એક ટીપું કાઇબી સ્વાંગ પીવાની તઓેહ નહીં તે હવે ડોળવા અને ખોટું ખોટું હસ્વા લાગી. ગુલાંનું ઠેકાણું ન હતુ, તે હવે પોતાના જીવ સાથે બડબડવા લાગી.

"આ ફુલ--ડાકટરો કેહતા હતા કે એ-એ-તો મ અરરરી જશે તારે હવે-આઆય શું શું."

આવી છાકટ હાલતમાં તેણીને જરા સુધલો આવ્યો અને વીચારવા પડી કે કદાચ તેણીની આવી હાલતમાં ફલી પાછો આવે તો? તે ઝપાટામાં ઉઠી અને પેલા પુરૂષને ધકકા મારીને ઓરડામાંથી બાહાર કાહાડયો.

"તું જા-અબઘડી નીકળ-તારૂં અંહીં શું કામ છે."

"હું કાલે પાછો ખબર લેવા આઉં?"

"હા-હા, જા-જા બસ હમણા નીકળ મારો સાહેબ હમણા પાછો આવશે-જા, નીકલ—નીકલ."

આ પ્રમાણે કંગાલ નાટક થવા પછી ગુલાંએ પોતાનું બારણું બંધ કર્યું અને ઓરડામાં દીવાનાની પેઠે આમથી તેમ ફરવા લાગી. તેને તો બસ એવોજ ધખારો બેસી ગયો હતો કે ફલી હજુ ઉપડી ગયો નથી. પણ જે ઘડી જાયછ તેમાં આવી લાગશે. છાકટ હાલતમાં તે દસ બાર વાર વરંડા ઉપર દોડી ગઈ કે ફલીના આવવાના પગલાં સંભલાય તો જલદીથી બારણું ઉંઘાડે. તે આખરે નસોસ થઇને સોફા ઉપર પડી અને જેમ તેમ ધડકે ધુજારામા રાત કાહાડી. જ્યારે દારૂ ઉતરી ગયો અને જરા આંખ ઉંઘાડીને જોયછ તો સહવારનુ ઝઝકલું બારીમાથી દીસતું હતું. હવે તેણીની સુધ ઉંઘડી કે ફલી તો ગયો અને હવે પાછો આવનાર નથી. તે પાછી પલંગ ઉપર પડી

અને પોતાના આંસુથી તકીઆ ભીંજવી કાહાડયા. આમ બે એક કલાક ગયા હશે એવામાં બારણું ઠોકાયું અને તેની આયા ચાહા ને પોસ્ટ લઇને દાખલ થઈ.

આહ ! તારે ગઈ રાતનો બધો બનેલો બનાવ કાંઈ સ્વપ્નો નહીં હતો ! તોબાહ, તોબાહ ! હું મારી અસલ નસલ, મારો દરજ્જો કેમ ભુલી ગઈ. એ ફલી તું મને શું હાલતમાં નાખીને ચાલી ગયો. મારૂં સત્યાનાશ વાલ્યું, મારી ઈજ્જતની ધુલધાની કીધી. તું મારેથી કંટાળી ગયો હતો તો હું કેમ તુંને પકડી રાખવાની હતી. તું બીજી સાથે બેવફા થયો તો આહાનમ સર, પણ મને કાંય એકદમ તરછોડી નાખી. તારો પ્યાર મારી ઉપરથી ઉતરી ગયો છે. પણ હું હજી જીવતી જાગતી છેઉં કેની. દીકરા, તું સુનમાં રેહશે, હું તુંને એમ છોડી દેવાની નથી. જોઉં, થોડા દાહાડા તપાસી જોઉં. એ મને ઓવારનીવાર કરી મુકે તો હું કાંય નહીં એના નામ પર પુરો મુકુ ? જો એ સીધો પાધરો મારૂં કહયું નહીં માનશે તો હું મારા લગાણ પુરવાર કરશ—ગમે તે થાઓ પણ હું એને પેલીના પાસાંમાં ભરાઈ રેહવા તો દેનાર નથી. પછી ભલે અમે સદાના છુટા પડયે.

---

## પ્રકરણ—૩૪ મું.

ફલી મને નહીં રે ખબર તારી,
તેં જખમ કીધો કારી.

તેં ગુલાંના સીનામાં ખંજર ભોકયું,
કરી નાખી તેને પાયમાલ.

જલજો તારૂં જીગર નાદાન,
કીધી મુજને સઘળે હેરાન.
મને નહીં રે ખબર તારી.

બે દાહાડા નીકળી ગયા. ગુલાના મોહોમાંથી સદાને રદન પાટલો ચાલુજ હતો.

“ઓ હુવે હું શું કરૂં—કાંહા જાઉં.”

પણ આ સવાલનો જવાબ ક્યાંથી મળે. આજે સહ બારના ફલી વાયોલેટને જઈને મળ્યો હશે અને તેઓ કેવાં એક બીજાને હર્ખમા ભેટીને ખુશાલ હશે. એ કેમ સાખી શકાય. ફલીએ તેણીને સમજાવી ફુસલાવીને મુંબાઇથી અહીં ઘસડી આણી હતી, અને કોઈ દાહાડે બી પરણેલી ધણીયાણી તરીકે નહીં પણ એક ભાડેની ઓરતની પેઠે સાંતી રાખી હતી ને હવે તો જાણે ગુલાં ઝાડુ કાહાડનાર ચાકરડી હોય તેમ ગણીને રઝલતી વાયેજાન નાખીને ચાલી ગયો હતો. તારે શું એ બધું ગુલાંએ મુગે મોહોડે ખમવું ?

હવે ગુલાંનું માથુ ફરી ગયું હતું. તે વીચારવા લાગી કે હવે તો જે બને તે ખરૂં—બસ, સર થામસ એરકીન આગળ જાઉં અને મારો બધો અહેવાલ કહું. પણ વળી તેણીને ફ્લીના બોલેલા શબ્દો યાદ આવ્યા કે "ગુલાં તું જો, આપણા લગણ જાહેર કરશે તો હું સાત વરસ જેલમાં જવશ અને તું મને મુએલો જોશે."

એક વાર ગુલાં મન સાથ પટપટ્ટી કે વાયોલેટ સાથ અમન ચમન કરે તે કરતા તો ફ્લી મુએલો સારો.

પણ નહીં, તેમ જો થાય તો ફ્લી તેના ઉપર થુકે, તેણીને શ્રાપ દે. મારો ગરીબ ગાય જેવો ફ્લી, એક વાર કેવો મારા ઉપર જીવ હતો ને હજુબી કેવો એના ઉપર મારો જીવ જાન છે.

અજબ જેવું છે કે પેલી આગળી રાતની ખુમારી અને પેલા અણજાણા માણસ સાથની ગેરવરતનુક બધું ગુલાને એક સ્વપ્ના સરખું લાગતું હતું. આવા સ્ટુપીડ સ્વપ્ના તેણીને કેમ જોયા તે જયારે યાદ આવતા ત્યારે પોતાની મુરખાઈ ઉપર તે લજવાતી હતી.

ગુલા જરા ધીરજ ધર, ફ્લી પોતાની મેળે આવવોજ જોઇએ. તે જરૂર વાયોલેટથી કંટાળશે અને પાછો આવશે. વખતે વાયોલેટ મરીબી જાય. જયારે ફ્લીના મન પર કંઈ બોજો હોય ત્યારે તે હમેશ ગુલાંની પાસે દોડી આવતો હતો. તેમ તે પોતાની મેળે દોડી આવવોજ જોઇએ. વાયોલેટ જે દાહાડો જાયછ તેમા

મરવાની. બધા ડાક્ટરો એમ કેહેતા હતા. મારો ફલી આવશે નક્કી તો જવાનો કાંહા છે.

પણ એ જીવ, ગુલાં કાંહાં સુધી થોભે. તેને એકેકો દાહાડો એક વરસ જેટલો લાંબો લાગતો હતો. તેણીએ ધીરજ રાખવાનો ઘણોબી ઠરાવ કીધો પણ ધીરજનોબી છેડો હોય કેની. પણ નસીબના ખેલ તદન જુદા છે.

ફલીએ કાશમીર જતાં જતાં ગરી નામની ઉતારાની જગા આવી ત્યાંથી ગુલાંને એક કાગળ લખ્યો. ગુલાંની હજુરમાં, તેની રડતી આંખ આગળ તે જે બોલી નહીં શકયો તે આએ કાગલમાં વીસતારીને લખ્યું હતું. બેવકુફ ફલી ધારતો હતો કે જેટલું વાયોલેટને માટે તેને લાગતું હતું તેટલું બધાંનેજ લાગવું જોઇએ. તેણે લખ્યું કે "બચારી વાયોલેટનો શું વાંક? આપરે ભુલ કીધી પણ વાયોલેટ નીર્દોશ છે અને મારી ઉપર જીવ આપે છે!"

બેવકુફ ફલી, ગુલાં જયારે આ કાગળ પોતાના ઓરડામાં વાંચવા બેઠી ત્યારે વાયોલેટના સંબંધમાં ફલીના દરેક બોલ તેણીની છાતીમાં તીરની પેઠે ભોકાતા હતા. વળી ફલીએ બીજી નાદાની આમ કીધી કે કાગળમાં રૂ૫૦૦ નો ચેક બીડયો અને ગુલાંને લખ્યું કે તેણીએ મુંબઈ પાછું જવું અને ગુપચુપ એકાદ સસતા મજળામાં રેહવું. "જો સાંભળ ગુલાં, આમ કીધા શીવાય તુંને બીજો રસ્તો નથી. હું ધારૂંછ કે તુંને મુંબઈમાં

સાહોવાઇ જશે. પછી તો તારો જીવ ચાહે તેમ કરજે, મારો કાંઇ વીચાર કરતી ના. હું અવાર નવાર તારે સારૂં પૈસા મોકલ્યા કરશ પણ મારેથી હાલ તો છુટું થવાય તેમ નથી.”

આ કાગળ વાંચી ગુલાના દીલમાં શું થતું હશે તે વાંચનાર સહેલથી સમજી શકશે. તે તો આ નખાલશ શીખામણુથી હરણુફાર થઇ ગઈ. ફ્લીના મનથી તો એમ કે આએ રૂ. ૫૦૦ નો ચેક હાથમા આવ્યો કે ગુલાં તો જાણે વાહાણુ આવ્યાં એમ સમજીને નાચી કુદી પડશે. પણુ ગુલાં તો જબરદસત ખમરી પડી. એ ગુનેહગાર શું મને ગોલામડી સમજેછ કે એક નજીસ ચેક મોકલીને મને બચ્ચાંની કાની રમાડી લેવા માંગે છ?

પણુ એણીમેર ચંચલ હીમતવાન ગુલાં હતી. આટલાં માંજ કાગળ ખલાસ થયું હતે તો કદાચ ગુલાં હજી બી વીચાર કરતે, પણુ નખોદ ગીઆ ફ્લીએ આ કાગલમા વધુ કાચુ કાપ્યું હતું. તે વાયોલેટ ઉપર એટલો ખુરબાન થઇ ગયો હતો કે તે શુ મોહાકાન વાળે છે તેનું તેને ધ્યાનબી ન હતું. એણે વધુ શું લખ્યું હતું તે વાંચયે.

“ જો ડીઅર ગુલ, હું આટલી બધી ઉતાવળને મોહોસ કરતે નહીં પણુ બચારી વાયોલેટની કઢંગી હાલતનો વીચાર કર. જે દાહાડો જાયછ તેમાં અમારે ત્યાં નવો જણુમ થવાની તઈયારી છે અને તે લીધે મારો જીવ સીકે ટંગાઈ રહેલો છે.”

ટલા શબ્દો વાંચતાંજ ગુલાં ખુનીની પેઠે છલાંગ ઉઠી, વાયોલેટને તાહાં ખુચો ! અને તેના બાપ "હુંબી ખરી કે મારો જીવ જાય તો બર-પણ હું એ લોકનો જીવ લઉં, શરમ છે ફ્લી, માં જશે. સુખમાં દાહાડા કાહાડવાની ગણત્રીમાં રા સબર, ને જો કે છેડાયલી ગુલાં તુંને શું કરે છે." પોતાના ખાનગી ઓરડામાં તે બાલ ચીશ પાડી બોલી :—

ઈ ચુકું—બસ હું જીવ પર આવીછ. હું મરૂં નહીં . વાયોલેટને ખાતર તું મારો જીવ લેવા બેઠોછ. લોક કેવાં ખુન પર ચહડેછ તે હવે હું સમજી. જો જીસ ઇંગ્રેજી છોકરીનો તોટો મારા હાથમાં તો—

વાયોલેટ હાથમા આવે કાંહાથી—હવે કેમ એક વાર વીચાર કીધો કે ઝેર પીઉં–પણ તેમ ા ફ્લીને ઘી કેળાં થાય ને એ લોક મઝાહ ફ્લીને ખાતર ગુલાં ઘણુંબી સાંખતે પણ આ ી તો તેની ઉપર જુલમની હદ થઈ. ફ્લા ાર તો તે જરાબી અખાડા કરતે પણ વાયોલેટને કબુ નહીં—જાન જાય તો નહીં. અહ ! મરવાની હતી તે બધું કાંહા નાહાશી ગયું ? એ ફ્લીની ધણીઆણી થાય—તેના બચ્ચાઓની થાય ને ગુલાં તે મુગે મોહોડે બેસીને જોયા કરે ! !

ાડું ધોઈને આવજો !

ગુલાં રેહોંસા ભેર ઉઠી અને બટલર ને હાંક મારીને બોલાવ્યો.

"મેનેજર સાબ કુ બોલો, અમારા બીલ મંગતા, ઓર આયા કુ ભેજ દો, અમારા સમાણ પેક કરે. હમ કાશમીર જાનેકુ તઇયાર ટાંગા બોલાને કુ જાતા."

ગુલા માથાં ઉપર ટોપી નાખીને ઉતાવળે ધનજીભાઈ કોમોદોરની ટાંગા હાફીસમાં દોડી.

રાવલપીંડી થઇને કાશમીર જવાય છે. પણ તે વેળા પીંડી જતી ટાંગા એકબી તઇયાર ન હતી. ગુલાંને તુરત ભાન આવ્યું કે જો કાશમીર જઇને ફ્લીની સામે ઉભી રેહશે ને તોફાન કરશે તો વખતે ખુનામરકી થશે ને પછી ફ્લી કોઈ દાહાડેબી હાથમા આવવાનો નથી. તેણીને તુરત વીચાર આવ્યો કે કાશમીર જવાને બદલે વાયોલેટના પીતા સર થામસ એટકીન આગળ ઉટી જઈ પોંચીને તેમને બધી વાત કહી દેઉં તો કેમ. હું માંગી લઇશ કે તેવણને ખબર આપનાર હું છું એમ જાહેર કરવું નહીં. સર એટકીન જરૂર ફ્લીને બેહોરમત કરીને હાંકી કાહાડશે ને પછી ફ્લી પગે પડતો મારી આગળ દોડી આવશે.

બીજે દીને સહવારના એક ટાંગો ઉપડનાર હતો. અને તેમા એક પેસીનજરની જગા ખાલી હતી તે ગુલાએ ઝટ લઇ લીધી. સર થામસ ઉટી હશે કે સીમલા ગયા તો નહીં હોય. થીંતા નહીં. સીમલા

ગયા હોય તો તાંહાબી જવું ને ફેર જવું. બસ તે ઘેલી હેવાની થઈ ગઇ હતી. જે ઓરતે તેણીના ભ્રથારને લુટી લીધો હતો તેને કાંઇબી કરીને સજા કરવી.

---

## પ્રકરણ—૩૫ મું.

રડું શું હું મુજ દુખને સાહેલીરે,
આંટરડાંજ કપાય બની બહુ ઘેલીરે.
આમતેમ ભટક્યા કરૂં સાહેલીરે,
હોલવવા તન આગ બની બહુ ઘેલીરે.
હું નાજુક નારી એકળડી સાહેલીરે,
આ શા મુજ અવતાર નરી થઇ ઘેલીરે.

---

ભોળા ઘરડા સર થામસ એટકીન પોતાની બેટીની ગેરહાજરીથી અકર વકરમાં પોતાના દાહાડા કાહાડતા હતા. તેમનો આસીસટંટ કેપટન ફલી જો કે જાતે પારસી હતો તોયે તે સર થામસને ઘણો માનીતો હતો. અને ઉટીના બધા ભાઈબંધ આફીસરો તેના મોટા મીત્ર થતા હતા. દીવસના જનરલ સાહેબનું કામ ખલાસ થાય એટલે શું કરવું ને કેમ વખત ગાળવો તે તેવણને સુઝતું ન હતું. કારણ કે તેવણને જુવાનીઆ ઓની સોબતમાં ઝાઝુ લપલપ કરવાની ટેવ ન હતી. ફલીતો ઉલટો જાણે તેવણના ઘરનોજ છોકરો હોય તેમ પળોટાઇ ગયલો હતો. પોતાના બચાંઓ વગર

ઘર સુનુનું લાગે એતો વાસતવીક છે પણ હવે તો એવું બની રહયું હતું કે પોતાની ધણીઆણી સાથે જોકે હમેશ બાંધીઆં છુટતાં ન હતા તોયે તેવણની ગેરહાજરીબી કરડવા આવતી હતી. ખરી વાત એ છે કે જયારે મેમસાબે પોતાની છોકરીની પુઠે કાશમીર જવા માગ્યું ત્યારે સર થામસે ના પાડી પણ મેમસાબ ઉપર-વાઈ થઇને ગયાં તે વારે આ માટી બઈયર લડી વઢીને છુટાં પડયાં હતાં.

પણ સર થામસના જીવને એટલો કરાર હતો કે કાશમીરથી રોજ હેવાલ મનમાનતા આવતા હતા. વાયોલેટ હવે સાહાજી થઈ હતી, એટલે બાવાજીને નીરાંત હતી. ફલી અને વાયોલેટ તરફથી રોજ રોજ ખુશી ભર્યા કાગળો આવતાં હતાં.

આજે સહુવારનાજ વાયોલેટનુ એક કાગળ આવ્યું હતું. તેમાં ખુશ ખબર આપી હતી કે હવે કાશમીરની મોહોસમ ખલાસ થવા આવી છે અને તેઓ જલદીથી પાછાં ઉટી આવનાર છે. વળી તેમાં વાયોલેટનો ચોકસ સંસારી બનાવનો સેહેજ રગુજમાં એસારો કરેલો હતો. આથી સમાવાજી થનાર મન સાથ ખુશ ખુશ હતા.

આ કાગળ મળ્યુ ત્યારે સહવારના સર થામસ સાહેબ પોતાના બગીચામા ફરતા હતા. પછવાડે પછવાડે એક ચોબદાર હાથમા છત્રી લઈ ચાલતો હતો. જનરલ સાહેબનું ઘડ ધ્યાન પોતાની બેટીમા બરાયું હતું.

સાથ વમાસવા લાગ્યા કે આએ શાદી કરી
રા પોતે બોહોસ કીધી ને ઠીકજ કીધું.
જીઆ કે બચારો ફલી આનાકાની કરતો હતો
ઓસકને મારે હશે.

ખુશાલ ખયાલમાં સર થામસ વેળાઓ અને
કતા વાડીમાં લટાર મારતા હતા તેવામાં
એક પારસણ બાઈ મહલાજાથી સામે આવીને

ણવું કે ગુલાં જયારે મરી હીલથી નીકળી
ાની સાથે પોતાની એક ચુંદરીની સાડી
ી હતી અને પોતાનો ઇંગ્રેજી ફાક કાહાડી
ાડીમાજ જનરલ ને ત્યાં આવી હતી. તેણીએ
ાપરીને પોતાના કરચલીદાર બાલ સમા કરયા
ખરેખર સોહામણી લાગતી હતી.

આવતાં તે પોતાના ઠરાવમા સેજ ભારબી
કે? જરાબી નહીં. ફલી અને વાયોલેટ
નમાં રેહ એ તેણીને ઝેર જેવું લાગતું હતું.

સર થામસ ઘણા નમનતાઇવાળા હતા
રૂપવંતી બાઈને જોઈને પેહલા જરા અચરત
પછી નરમાસથી આગળ જઇને બોલ્યા :—

સાબ, તમે લેડી એટકીનને મળવા આવ્યા
વણ હમણા ઉટીમાં નથી. પણ કાંઈ જો
હોય તો હું તમારી સેવામા હાજર છું.”

"સાહેબ, મને તમારી સાથ કંઇ ઘણી અગતની વાત કરવાની જરૂર છે."

"હા, ખુશીથી બોલોની શું છે?"

"મેહેરબાન સર થામસ, જે હું કેહેવા માગું છ તે આએ ખુલ્લા બગીચામાં અને તેબી આ ચોબદારની હાજરીમાં કેહવાય તેમ નથી."

"ઓહો—હું માફ માગું છ. ચાલો આપરે અંદર દીવાનખાનામા જઈએ."

ગુલાંનો લાલ ચેહરો, ટુંકા જવાબ, અને ટગ ટગ થતા ડોળા જોઇ, સર થામસ લગાર અગરત થયા પણ મુગે મોહોડે ગુલાને બંગલામાં લઇ જઈને બેસાડી. પોતે ખુરશી તાણીને આગાળ બેઠા.

"હવે બોલો બાઈ સાહેબ, શું ફરમાશ છે?"

ગુવાના હોઠ સુકાઈ ગયા હુતા, અને ગળામાથી સાદ નીકળે નહીં. તે જાણુતી હતી કે આ છેલ્લો પાસો ફેકી જોવાનો છે અને તેમા ફલીની ખાને ખરાબી છે.

"સાહેબ, હું જે કેહવા માગું છું તે ઘણું નાપસંદને ખરાબ છે ફેરદુન ફલી મારો પરણેલો ભરથાર છે."

સર થામસ ખુરશી ઉપરથી છલાગ મારીને ઉઠયા. અને ગુલા ગમ ધારી ધારીને જોવા પડયા. આ ઓરત શું બકબ કરી રહીછ. કોઈ ઘેલી સાથે કામ પડયું છ



સાહેબ, કેપટન કલી મારો પરણેલો ભરથાર છે. સફો—૨૧૬.

કે શું. ફીઓ ફલી—પરણેલો—એ શું બકેછ. સર થામસને તો સ્વપનેબી ખ્યાલ નહીં કે આએ ઓરત પોતાના જમાઈને માટે બોલતી હશે. ચતુર ગુલ્લાં તુરત પામી ગઈ કે સર થામસના મનમાં ગુચવણ શી છે. હવે તો જે થાય તે ખરૂં. સર થામસને ખરી ખંખારી ને ખરૂં કેહવું જોઈએ. તે વીચારવા લાગી કે જો ફલીએ જરાબી તેણીને ચાહાવાનું ડોલ ઘાલ્યું હતે તો તે આ પ્રમાણે છેલ્લે પાટલે બેસતાં અચકાતે.

આખરે તે હીંમત રાખીને બોલી.

"સાહેબ, હું કેહવાને ઘણી શરમીંદગી છું કે કેપટન ફલી તમારી બેટીનો ભરથાર નથી. એ તો મારી સાથે પરણેલો છે અને હું એની બાયડી છું."

આ વાર સર થામસને માથે ગોયા લોહી ચહડી ગયું હતું. તેવણ લાલચોલ થઇને ઉઠીને બોલ્યા :—

"એ તું શું ફાટું ફાટું બોલેછ—કોણની ગીનીસ કરેછ! ફીઓ ફલી?"

ગુલ્લાંને નોવેલો વાંચવાનો ઘણો શોખ હતો. તેમા બેવફા મરદ અથવા નાહાસી ગયલી સ્ત્રીના ભાવટા તે હસી હસીને વાંચતી હતી. પણ તે વખતે તે જાણતી હતી કે આએ બધું હવાઇ છે. પણ આ વાર તો પોતા ઉપર આવી પડેલી જફાએ તે ફગાલાઇને લાંકડાં જેવી થઈ ગઈ. અભાગણીને બચારા સર થામસના ધભરાટનો તો કાંઇ ખ્યાલ આવ્યોજ નહીં.

"કોણ? કેપટન ફલી માદન? મારો જમાઈ? હું ધારૂંછ કે તુંને કોઇએ બેહેકાવીછ. આમ બોલી સર થામસ બેસી ગયા. તેવણ સમજીઆ કે આય ઓરત કાંઈ કોહોતાં કાવત્રા કરવા આવીછ કે પેસા ઓકાવવાની મતલબ છે.

"સાહેબ, કેપટન ફલી મારી સાથે મુંબાઈમાં પરણુયો. અગીઆરી કેથે ચરની વાડી તરફ હતી પણ તેનું નામ હું જાણતી નથી. જે મોબેદોએ અમને આશીરવાદ નાખ્યા તેમના નામબી હું જાણતી નથી. અમે સ્ટીમર પરથી ઉતરયા તેજ દાહાડે અમે પરણયાં."

"પણ એ બન્યું ખરૂં કે તે કેમ મનાય—એ વાત બનવા જોગ નથી. મારો જમાઈ એવું કરે એમ હું કધુ માનુ નહી."

"સાહેબ હુ ખરૂજ કેહું છુ."

"માઈ ગાડ તું શું બોલેછ તે સમજેછ કે. મને તો લાગેછ કે તુ દેવાની છે."

"ઇચ્છુંછ કે હું દેવાની હોતે. પણ હું તદ્દન સાવધ છેઉં."

આહ! આ વાર પોતાની શાદીની સરટીફીકેટ તેણીના ખીસામાં હતે તો કેવી કામ લાગતે. પણ જયારે તેઓ દોડાદોડીમાં પરણુયાં ત્યારે એવી નજીવી વાતનું તો તેણીને ધ્યાન રહયું નહી એટલુંજ નહીં

પણ સરટીફીકેટ જેવી ચીજની જરૂર હોય તે તેના ખ્યાલમાંબી ન હતું. પણ આ વાર તેણીની કુદરતી હુશીયારીએ યારી આપી.

"સાહેબ, બે અદબી માફ છે પણ તમે જોઇએ તો તાર કરીને મુંબાઈ પુછાવો."

જનરલ સાહેબ તો આ સાભળીને લાકડાં જેવાં થઈ ગયા. શું કરવું, કેમ કરવું તે સુઝે નહીં. આએ ઓરત કદાચ લુછી હોય, રખડતી હોય પણ ઠગવાની તો હતીજ નહીં એટલું તો 'સાહેબ' પામી ગયા.

"અરે પણ શેઠાણી, એ બનેજ કેમ? કેપટન ફ્લી મારી છોકરી સાથ પરણીઓ તે વારે હું પોતે હાજર હતો."

"તમ હશો પણ તે વાર તે મારી સાથે પરણેલા હતો."

મુર થામસ અને ગુલા એક બીજાની સામે ટગર ટગર કોહું જોતા બેશી રહયા.

"પણ એમ ફ્લી કરે શુ કામ—આવો જોખમ પોતાને માથે ઉપાડે એવો એ નાદાન નથી, એ વીશે મારી ખાત્રી છે."

"સાહેબ, મારે કબુલ કરવું જોઇએ કે તેમા મારો પોતાનોબી જરા વાંક છે. મેં એને આએ પગલું ભરવાને સમજાવ્યો. એણે મને કહ્યું કે તમારી બેટી તો વડી પલ છે તેના જવા પછી અમારા હાથમાં પૈસાનો તડાકો પડશે. અમે પૈસે પૈસે હેરાન હતાં અને જો ફ્લી મારા શીખવ્યા પ્રમાણે નહીં કરે તો અમે રખડી જઇએ."

ગુલાંના દરેક શબ્દો ઉપર સચ્ચાઇનો છાપ હતો, અને તે હવે એવી હીમતથી અને સફાઇથી પોતાનો "કેસ" રજુ કરતી હતી કે સર થામસબી ભડકયા, તોબી તેવણે અડ કીધી.

"હું એ બધું માનવાને ના પાડું છ. ફલીને પૈસાની તંગી હતી તો મારી આગળ ખરી ખંખારીને કેહેતે તો હું શું એને ખાલી હાથે હાંકી કાહાડવાનો હતો ? હું દલગીર છું કે તમારો સખુન સાચો છે એમ હું કબુલ કરી શકતો નથી. જાહાં છે તાહા કોઇ તરફની ભુલનો આએ ગુચવાડો છે."

"મેહરબાન જનરલ સાહેબ, મારો સખુન માનતા નહીં તો તમારી ખુશી પણ તમે ફલીને પોતાને પુછી જુવો તો તે આ વાતમાં પાડશે નહીં."

જે સફાઈથી ગુલા 'ફલી' 'ફલી' કરતી હતી તે જોઈ આખરે સર થામસ ગંગોટાયા.

"જો એમજ હોય તો એ લુછો બે બદામનો માણસ હોવો જોઈએ."

પણ આ વારબી ગુલાં પોતાના ગેરહાજર ધણીની તરફેણમાં ખડી રહી.

"નહીં સાહેબ, એ લુચો નથી ને બે બદામનોબી નથી. ફકત તમારી છોકરીને મરતી બચાવવા સારૂં એણે એ કામ કીધું હતું અને તે સોધેજ ને હજુબી તમારી છોકરી ઉપર જીવ પ્રાણ આપેછ. અમે એવી

અણુગ્રી કીધી હતી કે અમારૂં આએ પગલું કોઈ જાણનાર નથી. વળી બધા ડાકટરોએ મત આપ્યું હતું કે છોકરી તો સેજ દાહાડામાં મરી જવાની છે.”

આ શબ્દો સાંભળીને સર થામસ કમકમ્યા અને હવે પામી ગયા કે આએ પારસી બાનુ જે હેવાલ આપેછ તેમાં કાંઈક સચાઈ છે.

“મેહરબાન જનરલ સાહેબ, તમે માનો કે ના માનો પણ હું ખોદાને હાજર નાજર જાણી કેહુંછ કે ફલીનો હજીબી મારા ઉપર જીવ જાન છે.”

ગુલાંએ આ પ્રમાણે ટોપ મારી જે સાંભળી હવે સર થામસને સુધ આવી કે આ મુલાકાતનો કાંઈબી છેડો આવવો જોઈએ.

“પણ બાઈ, જાણે સમજો કે તમે જે કેહોછ તે ખરીબી હોય તો તમે મારેથી શું આશા રાખોછ?”

“હું ઘણું માગતી નથી. હું પોતેબી લાચાર ગુનેહગાર છું. તમારી છોકરી દુનીઆની શરમ રાખવા પોતાનું નામ ભલે મીસીસ ‘ફ્રામ’ રાખે પણ તમારે તેઓને છુટાં પાડવાં જોઈએ એટલી સરત હું તમારી સાથ કરવા માગુંછ. વળી આ ભરમ મેં તમારી આગળ ખુલ્લો કીધો એમ એ જાણે નહીં. મને કાંઈ તમારૂં જોઈતું નથી, મને તો મારો ધણી પાછો જોઈએ છે.”

"જો આ વાત ખરી જણાશે તો મારી બેટી મરી જશે. પણ હમણાં તમે જાઓ. આ ખબરથી હું તદન ગુંચવાઈ ગયો છું અને મને વીચાર કરવાનો વખત જોઇએ. તમે સુચના કીધી તેમ હું મુંબાઈ તાર કરવા ધારૂં છ. જે જવાબ આવશે તે હું તમને જણાવીશ. મને માફ કરો, આય ખબરથી હું તદન બેચેન થઈ ગયો છું."

ગુલાં હવે ઉઠી અને ભલા સમજદાર જનરલ તેણીને છેક દરવાજા સુધી મુકી આવ્યાં. તેવણ પાછા પોતાના લખવાના ઓરડામાં આવ્યા ત્યારે તેવણ પા કલાકમા વીસ વરસ જેટલા બુઢા થઈ ગયલા અને ચીમડાઈ ગયલા જણાતા હતા.

તેબલ ઉપર પોતાનું માથું નાખીને તેવણે નીસાસો નાખ્યો, "મારી ગરીબ ગાય વાયોલેટ— આહ ! બધો વાંક મારો—ફલીએ તો ઘણી આનાકાની કીધી પણ મે તેને છેડ છેડ કીધો. હું શું જાણું કે આવી મોહોકાન હશે. વાયોલેટ ઘડી પલ હતી તેથી હું સમજયો કે તેના જીવની હોંશ ફલીની ધણીઆણી થવાની હતી, તો કદાચ તે બચીબી જાય. હું શું જાણું કે આ દોડાદોડી કરવામાં હું કાંઈ બીજી નીર્દોશ બાઈનું સત્યાનાશ વાળતો હોઈશ."

સાહેબ હવે વમાસવા લાગ્યા કે તેવણની પોતાની ભુલ ભરી ગણત્રીને લીધે ફ્રેકટની વાયોલેટનો મરો થઈ ગયો હતો. પણ કોણ જાણે, વખતે એમાંથી

કાંઈ બીજોબી સડો જણાય. જો કોઇને મુંબાઈ તાર કરે તો નકામી હોહા થાય ને વર્તમાન પત્રોમા ગરબડ થાય. કાગળ લખીને પુછાવ્યું હાય તો કેમ? નહીં જવાબ આવે ત્યાં સુધી થોભવાની ધીરજ ન હતી.

સર થામસે હવે ગળે ગાંઠ વાળી ઠરાવ કીધો કે બસ પોતે મુંબઇ જવું અને ખરૂં ખોટું શોધી કાહાડવું. એકવાર આ વીચાર આવ્યો કે તેવણ એક પલ થોભે એમ ન હતું. દોડાદોડી કરીને તેવણે પોતાના સેક્રેટરીને બોલાવીને જરૂરી કામકાજ સમાલી લેવાની સઘલી ગોઠવણ કરી અને બપોરના ત્રણ વાગતાની ત્રેનમાં ચાલ્લુ મુકયું.

મુંબાઈ પોંહોચ્યા પછી સર થામસ તુરત રજીસત્રારની હાફીસમાં દોડી પોંચ્યા. અને ત્યાં ફી આપીને પેલી સરટીફીકેટ શોધી કાહાડી. ફલીની સહી રજીસ્ટર ઉપર હતી, અક્ષરબી તેનાજ, આખું નામ ઠામ સઘળું આપેલું, માત્ર અટક અખાડા કીધી હતી.

રૂપીઆ બે ફી ભરીને સર થામસે સરટીફીકેટની નકલ મેળવી અને છાતી ભેડ નીસાસા નાખીને પાછા ઉટી આવ્યા. તેવણે ગુલાંને બોલાવી મંગાવી અને કેહેવાને ઓસક લાગે છે કે એક મોટા અમલદારને ન છાજતી સરતો કરવા માગી. તેવણે ગુલાંને સમજાવી, પટાવી, ને ઘણુંબી કીધું કે વાત છુપી રેહ. તેવણે ગુલાંને આફર કીધી કે તે જો મુંબઇ જઈને ગુપચુપ રેહ તો તેણીને ખરચ સારૂં દર માસે રૂ. ૫૦૦ પોચાડ-

વામાં આવે, પોતાની બેટીને ખાતર બાપે કાંઇ સમજાવાનું બાકી રાખ્યું નહીં. ગુલાંને ઘણીબી શીશામાં ઉતારવાનું કીધું કે વાયોલેટ કાંહાં સુધી જીવવાની છે ઈત્યાદી, પણ બધું ફોકટ.

આ ઠેકાણે ગુલાં છછણી પડી. "શું મને એવી રખડતી પીંજારડી સમજોછ? પૈસા તો મારા પાંઉની ખાક મીસાલ છે. સાહેબ, તમારા જેવાં મોટાં માણસે આવું નાલાયક બોલવું નહીં જોઇએ. તમારી છોકરીને કાંઈ થતું નથી, ને તેને તો બીજાં વીસ વરસ ધાડ આવવાની નથી. મેં ઘણું ખમ્યું ને હવે મારેથી વધુ ખમાય તેમ નથી. ફલીએ એક ગુનાહનું કામ કીધું તો હું છુપાવી રાખું નો હુંબી ગુનેહગાર ઠરૂં. જો તમે સાહેબ આ વાત જાહેર નહીં કરશો તો હું પોતે જાહેર કરશ. મને કાઇ જોઈતુ નથી, મને તો મારો ફલી જોઇએ છે—ફલી—બસ - ફલી."

સર થામસ નાચાર થયા અને બોલ્યા, " તારે તો ઠીક છે. મારે હવે કાંઇ બોલવાનું રહ્યું નથી. હું કાલનો કાલ કાશમીર જઈશ ને બધી ખરી હકીકત મારી દીકરીને કહીશ—પછી જે થતાં થાય તે ખરૂં."



શું મને એવી રખડતી પીંજારડી સમજોછ? સફો—૨૨૪.

## પ્રકરણ—૩૬ મું.

દીલસે દુર કરો અબ ધ્યાન.
પુરા ન હોગા અરમાન.
હોતા જાનો મન તેરા
હોતા માલો ધન તેરા.
સર તેરા તન તેરા એઇમાન.
દુર કર એો ગજા લે અહકાર.
સુરત તેરી કાળી કર સીતમગાર.

---

હવે વળી આપણને પાછું કાશમીર જવું છે. ગુલાં આગળથી વટી આવ્યા પછી આજે આઠ દાહાડા થયા છે. ફુલી દીલમાં તો ઉદાસ છે. અને હર પલે કોઇના કાગળ આવતા જોઈને ચમકે છે પણ વાયોલેટની સોબતમાં તે અવાર નવાર પોતાની મુશકેલી ભુલી જાય છે. પણ જાણવું કે તેના રૂહદયમાં હાર્ટ છે, પથરો નથી. રાતના એકાંતવાસમાં તે બીછાણા ઉપર તખલ તખલ કરે છે અને સ્વચ્છ ઉંઘે સુતો નથી. અવારનવાર ગુલાં હૈયે ચહડી આવે છે.

તેણે ગુલાંને શીશામાં ઉતારવાની એક વાર ફરીથી કાગળ મારફતે તજવીજ કરી જોઈ હતી. દર માસે મોટી રકમ પોંચાડવાની લાલચ આપી હતી અને ઘણી રીતે સમજાવી હતી કે ચુપકીદી અખત્યાર કરવામાં

સર્વેની શોભા અને સલામ . છે. તેણે સમજાવીને લખ્યું કે "હું જાણું છું. કે તારી ઉપર એક જાતનો ગેરઇનસાફ પણ કાંઈબી કરીને વાયોલેટને બચાવવી જોઇએ."

પણ ગુલ્લાંએતો મોહોકાન વાળી મુકી હતી. એટલે તેણીએ આ કારગા શખ્સ ને કસો જવાબ વાળ્યો નહીં એટલે ફ્લી મનથી દીલાસો લેવા લાગ્યો કે ચાલો વચન પત્યું. ફ્લીને તો બસ વાયોલેટ જોઈતી હતી અને દાહાડાના ચોવીસે ચોવીસ કલાક વાયોલેટ મળી એટલે તે નચીંત જીવે દાહાડા કાહાડતો હતો.

આ મામલાની મુખ્ય નાયકા વાયોલેટ તો દાહાડે દાહાડે ઘોડા જેવી થતી જતી હતી. તેઓએ બેહુએ મસલહત કરીને વાયોલેટની ચોકસ સ્થીતી લેડી થામસથી છુપાવી રાખી હતી.

ફ્લીના પાછા ફરવા પછી નવમે દહાડે આ જોડું એક બીજાની બગલમા હાથ ઘાલીને ડલ લેકના કીનારા ઉપર ખુશાલ ફરતું હતું. જરા અંધારૂં પડવા માંડયું હતું પણ તેની આ સુખી જોડાંને ભલ ફકર હતી.

"ડીઅર" ફ્લી ઈઝીચેર ઉપર ફસડાઈને પડેલો બોલ્યો "આહ દુનીઆ કેવી સુખી છે. વાયોલેટ, જો આજના જેવી રૂતુ મઝાની હશે તો આપરે કાલે શાલેમાર બાગ તરફ લટાર મારી આવશું."

"હા—પણ મને બોટમા શ્રીનગર જવા ગમેછ. જો તુંને કાંઈ અડચણ નહીં હોય તો કાલે શ્રીનગર જઇએ ને પરમ દાહાડે શાલેમારનો બગીચો જોવા જઇશું."

ૠ રાઈટ, જેમ તારી મરજી—પણ ડીઅર તું અતેરૂં કરેછ—તુંને આશાયશની ઘણી જરૂર તારા જીવને હવે કંઈબી નાખુશી થાય તો હાલ તેનો તુંજ વીચાર કર—હમણાં તો જરા ય ઉપર અળેટાઇ જા, મારી દીકરી કરૂં. હું મેલામાં જઇને મારો ઘોડો કેમ છે તે જોઇને ,

: પડતા પડતાંબી ફરી જરા પાછો આવ્યો ાલેટ ઉપર ઘણું વાહાલ કરવા પડયો—જાણે ા શું ધાડ આવવાની છે તેનું પરૂશનમ થયું તેના પગ ઉપડયા નહીં.

બર, તુંને જોઉંછ તારે મારો જીવ બેહુસતમાં આટલુ બોલી તે બાહાર ગયો. તે પાંચ મીનીટ રહયો હશે, એવામાં એક મુસાફર ગુપચુપ ાં દાખલ થયો.

ાઉં છું એવું સર થામસે આગામચથી લખ્યું તેણે ઘણીવાર વીચાર કીધો કે કાગળ લખી કેથી જરા ચેતાઉં તો ઠીક થશે. પણ તેની ચાલી નહીં. ટાંગા હારીસમાથી તે ચાલતોજ પડયો હતો. રાત પડવા આવી હતી પણ મસને ફ્લીનાજ બંગલામાં એક રાતબી રહેવાની રાઈ હતી.

ામાં દાખલ થતાંજ જોયછ તે વાયોલેટ સોફા ાર પડેલી હતી. તેણીના હાથમાં કંઇ 'નાવેલ' ૂં હતું. તેના ડોળા બારણા ગમ તણાઈ રહેલા

હતા, કે ડીઅર ફલી પાછો ક્યારે આવે. ફલી વગર તેણીને સુહુનુ લાગતું હતું. તે ઘણી ઉલટમાં હતી કારણ કે તેઓએ એવો ઠરાવ કરયો હતો કે કાશમીર ની મોહોસમ ખલાસ થાય કે બેહુ જણે વીલાયતની છ મહીના સેલઘાહ કરી આવવી અને બને તો ઈંગલાંડ માજ એક નાહાનો બંગલો લઇને પોતાની સુખવાસી જીંદગી ગુજારવી. તેઓને હવે પૈસાની તાણ ન હતી. આહ! બુચો આવશે તેનો જણમ ઈંગલાંડમાં થાય એવો હર્ખ વાયોલેટને હુતો. ફલી કંઈ જેવો તેવો છે કે? મારો ફલી એવો હુશીઆર છે કે જ્યાબી જશું તાંહાં કંઇને કંઇ રીતે પોતાનું નામ કાહાડશે.

જનરલ સર થામસ એટકીન આવીને સામે ઉભા. અલબત વાયોલેટ દેખીતી ઘણી સુધરી હતી પણ બાપની નજરમાં તે હજુ ઘણી નબલી દેખાવા લાગી. વાયોલેટની નજર પોતાના હાથમાના "નોવેલ" ઉપર હતી એટલે બાવાજીને જોયા નહીં. આખરે સર થામસે ખંખાર મારી અને ફક્ત બોલ્યા.

"વાયોલેટ!"

દીકરી છલંગ મારીને ઉઠી. અને "પપા—ડીઅર પપા" એટલું બોલી બાવાજીને વળગી પડી.

સર થામસને ગળે કાચકી બાઝી હતી. દીકરીના સત્યાનાશની ખબર તેવણ લાવ્યા હતા એટલે છોકરીને પાસાંમાં ચાંપી પણ સાદ નીકળે નહીં.

ી-એમ કાય? હું તમારી વાહાલી બેટી ને
ર છો એમ મને લખ્યુંબી નહીં? સાબાશ
! તમે ઓરડામાં કેટલા આસતેથી આયા કે
ી નહીં—જુવો હુ હવે કેવી સારી થઇછ,
કે?"

નામ સાંભળતાંજ સર થામસની શુધ બુધ
પાછી આવી. કેમ વાત છેડવી તે સુજે
ુને પેહલો વીચાર આવ્યો કે લેડી એટકીનને
ઠીક પડે. પણ પછી વળી તેવણને લાગ્યું
ટકીન બધી વાત જાણીને ચીસા ચીસ પાડશે
ેર ગજાવશે માટે તેવણની ગેરહાજરીજ ઠીક

ેટ, મારી બેટી, હું—હું—તારે માટે ઘણી
બર લાવ્યોછ."

બાવાજી શું છે? મારા ફ્લીને કંઈ અકસ-
નથી થયો?"

ારા વારે વાયોલેટને વીચાર આવ્યો કે
ાર જવાને ઘણું તો દસ મીનીટ થઈહશે
તો ઉટીથી આવ્યા એટલે ફ્લીના સંબંધમાં
ા સમાચાર તો હોયજ કેમ.

, દીકરી, મેં ફ્લીને જોયોજ નથી."

"ઓ તમે તો મને હબકાવીને મારી નાખી. ફલો તો અબઘડી અહીં હતો ને મમા ને ભાઈબહેનો બધાં અહીં છે એટલે બીજી નાખુશ ખબર શું હોય."

"ઘણી નાખુશ ખબર છે."

"પણ બોલી દેઓની શું છે તે. તમારૂં મોહોડું ઘણું ઉતરી ગયેલું લાગેછે. શું કંઈ પૈસા સંબંધી મુશકેલી છે?"

સર થામસનું મોહોડુ સીવાઈ ગયું હતું. કેમ વાત છેડવી તે સુજે નહીં. જરા વાર દમ ખાઈ તેવણ બોલ્યા.

"બેસ વાયોલેટ, તું હીમતવાન છોકરી છે, સારાં ખાનદાનનું ફરઝંદ છે. હું તુને જે કેહેવા માગુછ તે–

સર થામસનો ઉદાસ અને ઘભરાયલો ચેહરો, તથા બોલવાની આનાકાની જોઇને વાયોલેટને પેહલાંજ ખ્યાલ આવ્યો કે બાવાજીને માથે કાંઈ મોટું વાદલ આવ્યું હશે. બાપના હુકમને માન આપીને વાયોલેટ કોચ ઉપર બેસી ગઈ. ને પોતેભી જરા ડગમગાઈ ગઈ હુતી પણ પોતાના બાપના થકી–શું હશે–શું હશે.

"બાવાજી, બધાં, આખું કુટુંબ સલામત છે એટલે એટલું બધું ગભરાવા જેવું કંઇ નથી–જલદી બોલોની."

સર થામસે ખંખાર મારીઆ. તેને આ લાગતું હતું કે મોહોકાનના સમાચાર કાહાડયા અગાઉ તેણે પોતાની દીકરીની છાતીમાં છુરી મારી હોય તો બેહતર.

"જો સાંભળ, હું ફ્લીના સંબંધમાંજ તુંને કંઈ કેહેવા ખાસ ઉટીથી આવયોછ."

"ફ્લીના સંબંધમાં? તે શું? એ અબઘડી આવશે ને જે વાત કરવાની હોય તે એના દેખતાંજ કરો તો કેમ?"

"નહીં, બેટા, ફ્લીનું કામ નથી—ફ્લી એક—ફ્લીએ આપણે બધાંને નામોશી લાગે એવું કરમ કર્યું છે—તેમાં તુંને પોતાને નો ઠાર મારી નાખી છે."

આટલા સખુનો બોલતાં સર થામસને મોહોડે ફીક આવી ગઈ હતી. પણ બીજો ઉપાય નહીં હતો.

એણીમેર વાયોલેટ ઝબકીને ઉઠી અને ગુસ્સાથી પોતાના પીતા ગમ ડોળા કકડાવવા લાગી. તેના હોઠ ઠર ઠર ધ્રુજતા હતા અને હાથે મુઠી વાળી હતી, જાણે પોતાના પીતાને લપડાક મારવા ઇચ્છતી હોય.

"બાવાજી એ તમે શું ઘેલું ગાંડું બોલોછ. તમે કોણને વાસતે આવા સખુનો કાહાડયા તેનો તમને સુધલો છે કે? તમે મારા ફ્લીને સારૂં, મારા ડીઅર ધણીને સારૂં આવું બોલોછ. રસતામાં આવતાં તમુને તડકો લાગોછ એમ મને જણાયછ."

"જે માણુસે આપુને બધાને ઠગીઆં તેને માટે હું બોલુંછ અને હવે મારે તુંને અહીંથી પાછી ઉટી લઈ જવી પડશે."

"એ તમે આજે એમ કેમ કરોછ? તમે શું કેહેવા માંગોછ તે હું સમજતી નથી. ફ્લીને છોડીને મને પાછી ઘેર લઈ જવા આયાછ? તમે શું એમ ધારોછ કે હું તમારી સાથે આવશ? હું મારા ફ્લીને મુકીને આઉં?"

"તું બધું જાણશે તારે તું પોતેજ એને ધીકારશે ને મારી સાથે આવશે."

"કધુ નહીં—મારા ફ્રલી જેવો વાહાલો ને સાચો આદમી આખી દુન્યાંમાં નથી. જાઓ, જાઓ, તમને કોઇએ હુલકાવી મુકયાછ."

હવે સર થામસ શું કરે. તેવાણ ઉઠીને ઉભા થયા. વાયોલેટ હમણાં જરા નરમ પડેલી હતી.

"બાવાજી, ફ્લીની ઘણા જન અદેખાઈ કરેછ ને તમે જે તે સાંભળવું નહીં જોઈએ. સારૂં થયું કે તમે પોતે અહીં આયા—હવે જે તે જણાઈ જશે-ફ્લી વીશે તમે શું સાંભલ્યું?"

"હું પેહલાંથી જાણતો હતો કે મારેથી કેમ ખોલાસો થશે પણ હમણાં તારી ઉશકેરાયલી હાલત જોઈને હું લાઈલાજ થઇ ગયોછ."

"પણ કેહોની, એટલું બધું શું છે. શું એને કાંઇ હાઈસમાં ઘોંટાળો કીધોછ? કંઇ મોટું કરજ કીધું છે? કોઇ ખોટા ચેક ઉપર સહી કીધીછ? મને ખરી ખંખારીને કેહોની હું જરાબી બીહીતી નથી."



વાયોલેટે નાકનું ટીચકું ચ્હડાવી હાથ ખસાડી નાખ્યો. સફો—૨૩૩.

હવે સર થામસ નાચાર થયા. તેવણથી ભર દેતું બોલી જવાયું કે "વાયોલેટ, તું એમ સમજેછ કે તું એની ધણીઆણી છે—પણ એણે તુંને ઠગી છે—એતો અગાઉનો બીજી સાથ પરણેલો છે."

રખે આ શબ્દો સાંભળીને વાયોલેટ બેસુધ થઈને પડી જાય એવી ધાસતી રાખીને સર થામસ આગળ ધસી ગયા પણ ધારવા કરતાં ઉલટું વાયોલેટ તો છેડાયલા સીંહની પેઠે તતણખાર ઉભી રહી અને જાણે ઘણી રમુજ પામી હોય તેમ જરા હસતું મોહ રાખીને બોલી.

"બાવાજી, હું જાણુંછ કે તમે જરા હસવાનું કરોછ. પણ તમારા પસંદ કરેલા મારા વાહાલા ફ્લીને માટે તમોએ એવી ઠઠા મશકરી કરવી નહીં જોઇએ, મને એવી મશકરી ગમતી નથી."

"મારી વાહાલી દીકરી" આમ બોલી સર થામસે છોકરીનો હાથ ઝાલવાની તજવીજ કીધી પણ વાયોલેટે નાકનું ટીચકું ચહડાવીને હાથ ખસેડી નાખ્યો.

"તમુને કોઇએ સજ્જડ હુંબગ કીધાછ ને તમો એવું નાનસન્સ માન્યું તેથી હું તમારી ઉપરથી ખીજાઉ તેમાં નવાઇ નથી. ફ્લી સાથ મારી શાદી થઈ તારે તમે પોતે હાજર હતા તે વીસરી ગયા કે?"

"વાયોલેટ, તું જો જરા ધીરી પડીને સાંભળશે તો ઘણી તરેહનો ફાયદો છે. હું સુની સુનાઈની નીંદા સાંભલીને આવ્યો નથી. તારીજ પેઠે ફ્લી ઉપર મનેબી

વીસવાસ હતો. એ જયારે તારી સાથે પરણવા બેઠો ત્યારે એની ઓરત હૈયાત હતી અને હજુબી હૈયાત છે. તારી આગળ આવવા અગાઉ તો મેં બધી જાસતેજુ કરી છે."

પેહલાં તો વાયોલેટ ઘભરાઇ પણ પછી એકદમ તેનું માથું ફરી ગયું અને તે બાપ માય ભાઇ બેહેન બધાંને ભુલી ગઇ.

" બાવાજી, તમે શું બોલોછ તેનું તમને ધ્યાન છે કે? મારી આગળ આવીને એમ બોલતાં તમે શરમાવું જોઈએ."

"પણ દીકરા, તુંને લાગેછ, તો શું મને નહીં લાગતું?"

" નહીં—બસ તમારૂં હમણા મારી ઉપરથી હેત ઉતરી ગયુંછ. તમુને જોઇને હું હમણાં કેવી મઘન મઘન થઈ હતી. પણ હવે તમારૂં મોહોડું જોવા મને ગમતું નથી—ઓ ખોદાય, મારો ફ્લી કોણ જાણે કયારે આવશે."

જાણે કુદરતની બસારત થઈ હોય તેમ આ વારે ફ્લીના પગલા સંભલાંયા. તેવણ માવલા શીસોડી વજાડવા વજાડતા આવતા હતા.

" હલ્લો—માઇ ડીકરા, હું દલગીર છેઉં કે મને જરા બાહાર વાર લાગી—પણ તું પોઢી કાંય નહીં ગેઇ?"

ઓરડામાં જરા ઓજપ હતો એટલે પેહલાં તો તેણ કાંઈ બરાબર દેખાયું નહીં. વાયોલેટ દોડી ને તેને વળગી પડી.

"ફુલી તું આયો એટલે હવે બધી બલા નાહાશા ગેઈ."

હવે ફુલીની નજર સર થામસ લાકડાં જેવા થઈને એક બાજુ ઉપર ઉભા હતા તેમના ઉપર પડી. એ જોતાંજ ફુલીના હોશ કોશ ઉડી ગયા અને તે ધ્રુજવા લાગયો. આ વાર વાયોલેટનું માથું ફુલીની છાતીમાં દબાયલું હતું એટલે તેણીએ કાંઈ જોયું નહીં. બધાં ચુપચાપ થઈ ગયાં. જરા વારે વાયોલેટ બોલી.

" ફુલ, ફુલ, બાવાજી કાંઈ ઘેલી ગાંડી ખબર લાયાછ. મને કાંઈ એવું ફાટું ફાટું કેહેછ કે—કે—હું તારી ધણીઆણી નથી ! હવે બાવાજીના ભેજાં વીશે શું ધારીએ."

બાપને વળગી રહીને વાયોલેટ ગુસ્સાથી ડીફુડાં ફડકાવવા પડી.

સર થામસ વચે પુરાયા, "ફુલીમાં તાકાત હોય તો આ વાત ના પાડે."

વાયોલેટ વચે બોલી પડી "જોની ફુલી, બાવાજી એ શું બકવા કરી રહયાછ. તુંને એવા 'એબસરડ' ધખારાનો જવાબ આપવાનીબી જરૂર નથી, પણ બાવાજીને ખાતર એવણુને કેહેની કે તમે સપનો જુવોછ."

ફુલી લાકડાં જેવો થઇ ઉભો રહયો.

" કેહેની, કેહની કે બધી જુઠી વાત છે." વાયોલેટે આમ બોલીને ફુલીને હીલવી નાખ્યો.

"એની મગદુર નથી કે એ વાત ના પાડે." સર થામસે આગમાં તેલ રેડ્યું.

આખરે ફ્લી બોલ્યો. "વાયોલેટ, મને જવા દે."

વાયોલેટ ધ્રુજતે સાદે બોલી. "તુંને જવા દેઉં એટલે શું? તારૂંબી માથું ગયુંછ કે શું?"

બધાં જણ લાંકડાં જેવાં થઇ એક બીજાનું મોહ જોતાં ઉભાં.

"ફ્લી, બોલની, એમ ગુંગાસ શા વડે થઇ ગયો. મારૂં માથું ફરેછ. બાવાજી, મેહરબાની કરી જરા તમે બાહાર જાઓ. મને ફ્લી સાથ પાચ મીનીટ એકાંત આ વાત કરવા દેઓ. તમારા આ કઢંગા ધસારાથી એ બચારો ગભરાઈ ગયોછ. તમે એના ઉંપર આવો હ્યાનતી શક નાખ્યો તેથી કોઈબી આબરૂદાર માણસ સુધ બુધ ખોઈ દે. મારી આગળ એ ખરો ખોલાસો કરશે ને પછી હું તમારા મનની ખાત્રી કરશ."

સર થામસ મુગા મુગા બાહાર પડયા.

પાંચેક મીનીટ સુધી તો માટીબૈયર એક શબ્દ બોલી શક્યાં નહી, આખરે વાયોલેટે ફ્લીને ગળામાથી ચાંપીને પકડયો.

"મારા જાન, તું શું એમ સમજયો કે હું એવી સ્ટુપીડ વાત માનવાની હતી? કોણ જાણે કોણ કમબખ્તે બાવાજીને જુઠું સાચું કહી ઉસકેરી મુકયાછ.

પણ ડીઅર, હું શું કાંઈ નાદાન બચું છેઉં કે એવી વાત માનું."

વાયોલેટે આ વાર ફ્લીને પકડી રાખ્યો હતો.

"તું નાખુશ થયોછ તે હું સમજુંછ પણ તું મને હજુ ઓલખતો નથી. તારે સારૂં કોઇ નીંદા કરે તો હું મારો જીવ કાહાડી નાખું. બાવાજીને સધીઆરો આપ કે આએ નીંદા કોઈ દુસમને કરીછ."

"નહીં—મારેથી એમ કેહવાય નહીં."

વાયોલેટ હવે આઘે જઈને ઉભી. "હેં, તું શું બોલ્યો ?"

"આ વાત ખરી છે, મારેથી ના પડાય નહીં."

અરે યારો, આખરે ફટકો પડયો. વાયોલેટનું માથું ઘુમવા લાગું. તેને લાગું કે મોહોત આગળ આવી ઉભું છે.

"તું શું એમ કેહેવા માંગોછ કે આ વાત ખરી છે ?"

"અરે ખોદા, હમણાં મારૂં મોહોત આપ."

"પણ બોલની, શું આ વાત ખરી છે ?"

ફ્લી એક શબ્દ બોલી શકયો નહીં—તેને ગળે કાચકી બાઝી હતી. તે હાથમાં પોતાનું માથું સાંતીને ઉભો રહયો. પણ હજીબી ભલી વાયોલેટના જીવને ખાત્રી થઈ નહીં. તે ફ્લીના ખભાં ઉપર હાથ મુકીને બોલી.

"ફ્લી, એ બનવા જોગ નથી. હું કબુ માનુ નહીં હું સ્ટુંપીડ બની ગઈછ. તારે મોહોડેથી બોલ. શું હું તારી ધણીઆણી નથી ?"

"ખોદાને બાર તું મારી ધણીઆણી છે."

"તારે શું બીજી કોઇબી છે?"

"મને કેહેતાં ઘણી લાજ લાગેછે કે એ ખરી વાત છે."

"ઓ ફ્લી, ફ્લી તેં મને ફસાવી" વાયોલેટના ગળાંમાથી જેમ તેમ સાદ નીકળયો.

પોતાની પ્રીયાનો જરદ મારી ગયલો ચેહેરો અને સુકાઈ તણાઇ ગયલી આંખો જોઈને ફ્લી ઘભરાયો, વાયોલેટ જમીન ઉપર ફસડાઇ પડવાની અણી ઉપર હતી પણ ફ્લીએ તેને ઉંચકી રાખી અને ઉપાડીને સોફા કાચ ઉપર સુવાડીને પોતે ગુંટણ ઉપર પડીને તેણીની આગળ બેઠો.

"મારી ડારલીંગ, મારી વાહાલી વાઈ, મેં તુંને મારી નાખી. અરે તુંને બચાવવા મારો જીવ આપવા હું તૈયાર છું."

વાયોલેટ આંખો બંધ રાખીને બોલી, "કંઈ જબરદસ્ત ઘોંટાળો છે, ફ્લી, કદાચ તું અણજાણમાં ફસયો હશે. કદાચ પેલી ઓરત મરી ગઇ છે એમ તુંને કોઇએ જણાવ્યું હશે, અરે એટલુંબી તો કેહ!"

"નહીં, હું દલગીર છું કે મારેથી એમ કેહવાય તેમ નથી."

આ વાર વાયોલેટે તેને આંચકો મારીને ખસાડી મુકયો અને ઘાટો પાડીને રડવા પડી.



વાયોલેટ— "ઓ મારૂં ગળુ ચીપલાઇ ગયું' છે—ઓ—ઓ.

સફો— ૨૩૯.

"ઓ, હવે શું કરૂં, મારૂં શું થશે."

"મારા જાન, મને એમ હાંકી ના મેલ. હું તારી જુતીને હાથ લગાડવાને લાયકનો નથી. મારો ગુનોહ માફ થઈ શકે એવો નથી. પણ મારેથી તારા વગર જીવાય નહીં. અરે ખોદા, મારો જીવ જાન તારામાં છે.'

ગરીબ ગાય જેવી નીરદોશ વાયોલેટ, તે ઘણાજ ધીમે સાદે બોલી "ખોદા, તુંને પુછશે. હું તારી ઉપર જફા પાડવા ઈછતી નથી—બળ્યું મારૂં નસીબ!"

"વાયોલેટ, જીગર, હું પાક પેદા કરનારના સપત લઇને કહુંછ કે મારો જીવ જાન તારી ઉપર છે. જો એ લોક આપણને જુદાં પાડશે તો હું મરી જઈશ. હું કબુલ કરૂંછ કે મેં અજીમ ગુનાહ કીધોછ ને તારી કલાપીત જોઇ મારો જીવ જાયછ, પણ આપરે જુવાન છઇએ ને કોઈબી પારકા મુલકમાં સુખમાં—

વાયોલેટ છણકો મારીને ઉભી થવા ગઇ, "ઓ મારૂં ગળુ ચીપલાઈ ગયું છે—મારેથી દમ લેવાતો નથી ફ્રૅડી–ફ્રૅડ–ઓ ઓ ઓ!"

હજુ તો ફ્રૅડી તેણીને ધરવા જાય છે એટલામ: વાયોલેટ જમીણ ઉપર પછડાઇ પડી અને તેના મોહોમાંથી જોટેજોટ લોહી તુટી પડયું.

---

## પ્રકરણ—૩૭ મું.

દુર, દુર,

પાપી રે સુજીરે પાજીરે લાજી થા,
કાંધબી તારી ગત અહીં નહીં ચાલે.
નહીં તારી સીકલ અહીં જોઇએ કોઇ કાલે,
ચલ ચલ, નીબ°લ, નીશફુલ, નીકલ,
કર તું કારૂં નીચ તારૂં
થુકું ન તુજના નામ પર હું જરૂર.—દુર દુર.



વાયોલેટને ઉપાડીને તેણીના સુવાના ઓરડામાં લઈ ગયા અને ડાકટરોની દોડા દોડ ચાલી. જનરલ સર થામસ રંજીદા જીવે ઓરડાની બાહાર ખુરશી ઉપર બેઠા હતા. સામેથી ફ્લી આવ્યો અને કરગરીને પુછ્યું.

"એ કેમ છે?"

સર થામસે ફકત ડોકું ઉંચક્યું પણ કસો જવાબ આપ્યો નહીં. તેઓ વચે આખી રાત એક શબ્દ વાત થઈ ન હતી. મરવા સુતેલી છોકરીના ઓરડાની બાહાર આખી રાત ફ્લી જાગતો બેસી રહયો હતો. આખરે એક જબરો નીસાસો નાખીને સર થામસ બોલ્યા.

"તેં મારી છોકરીને મારી નાખી છે."

"હા, સાહેબ—તમારે જોઇએ તો મારો જીવ લ્યો!

ારા કંગાળ મરણથી અમારી જીંદગીમાં શું
થનાર છે–તારૂં કાળું કર. અરે મારી કાંહા
તી લાગી કે મેં તુંને આ શાદી કરવા ઉસકેરીઆ.
ભાગ્યા. તેં ખરી વાત પહેલાંથીજ મને કાય કહી
-મેં તારી ઉપર વીશ્વાસ મેલ્યો ને તેં અમને
ામા રાખ્યાં."

ાહેબ, સારૂં માથું ઘુમેછ. મને આગળી પાછળી
ાદ આવતી નથી."

જરદ ચેહરો અને મરવા તોલ હાલત જોઇ
મસ તો કાંઇ બોલયા નહીં પણ એવામાં લેડી
આવી ચઢયાં.

ચંડાળ, ગુનેહગાર, નજીસ પોરીઆ, અહીં ઉભો
તુંને શરમ નહીં આવતી? તું ખુન કરીને વળી
અપમાન કરવા માંગેછ?"

ું—હું—તેણીની હાલત જાણવા માટેજ કંતે-
અહીં થોભ્યો છું—મને માફ કરો."

ાયાનતી કુત્રા—તું જાણવા માંગેછ? તારે જાણુ
ી છોકરી તો જે ઘડી જાયછ તેમાં બેહસ્તમાં
તું દોજખમાં જશે."

ારી વાયોલેટના મોહોતના બીછાણા આગળ માટી
ખુબ વધેરી લીધું હતું. લેડી મકકમપણે માનતી
જો તેવણને હકીમાની દવા આપવા દીધી હતે

તો છોકરીને કાંઈ થતે નહીં. તેવણ હજુબી જીદ લઇ બેઠાં હતાં કે જો આએ છેલ્લી ઘડીએબી હકીમજીને બોલાવા દે ને ડાકટરોને પાણીચું આપે તો છોકરી બચે. ફલી ગમ ડોળા કહાડીને મેમસાબ બોલ્યાં:-

"તું મારી બેટીને પછાડી નાખીછ ને એમ બાપ થતા અદબવાળીને જોયા કરેછ-આએ શું જુલમ છે." જનરલ સાહેબ કરગરીને બોલ્યા. "હુવે થઇ ચુકું."

"ને તેમ તમે જાણોછ તે છતાં મને ઉપાય કરવા દેતા નથી. ડાકટરો સાફ કેહેછ કે તે લોક કંઇ કરી શકતા નથી તો પછી મને કાંયે નહીં ત્રાઈ કરવા દેતા."

"નહી, એની છેલ્લી ઘડીએ એને છેડ છેડ કરવા હું દેનાર નથી, હુંબી ડાકટર છું તે તમે ભુલી જાઓછ. મારા મત પ્રમાણે હવે એ મુવેલીજ ભલી!"

ફલી તો આ વાર તદન સુધલા વગરનો થઈને ઉભો રહયો હતો—સર થામસને આ મોહોકાનના સમાચાર કોણે કહયા હશે તેનુબી તેને ધ્યાન ન હતું. કાંઈબી ગલ્લાં તલ્લાં કરવાનીબી હવે જરૂર ન હતી. આહ! એક કલાકની વાત ઉપરજ નેઓ કેવાં ખુશી ખુશાળીમાં ગમત કરતાં હતા! તેને કાંઇ મુદત થઇજ બસારત થઇ હતી કે આ જીવલેણ ફટકો પડવા વગર રેહવાનો નથી. એક આખો દાહાડો અને એક આખી રાત તે વાયોલેટના બારનાની બાહાર ખડે પગે ઉભો રહયો હતો. ડાકટર અને નર્સ ને આ બધી શું માથા

ાની ખબર ન હતી. અને તેઓ ફલીની દયા
તાં. છેલા બે દાહાડામાં તેણે ચાહાના
ય મોહ ઉપર અન પાણી મુકયું ન હતું.
સ અને લેડી તેને જોઇને મોહ કડવું કરતાં હતાં.

ા ૭ વાગને વાયોલેટે પોતાની આંખ ઉંઘાડી
બોલી, "ફલી—ફલી"—

—બેટા—હમણાં નહીં—જરા પોઢી જા."
ને શીખામણ દીધી અને બીમારે પાછી આખ
દીધી. ડાકટરોના હુકમથી તેણીને દર કલાકે
ામચી બ્રાડી આપવામાં આવતો હતો અને તે
ં આટલીબી ટકી રહી હતી."

દાહાડો આવી બેભાન હાલતમા પડી રેહવા
ના અગીઆરેકને સુમારે તે ડોળા ફાડીને
ગી. અને પોતાના પીતા અને માતાનો ગમ-
ુરો જોઈ પોતે જરા હસતું મોહ કરી વળી
ાલી.

—મારા ફલીને બોલાવો."

ા આવી ઉસકેરાયલી જોઇને ફલીને દાખલ
પડયો. સર થામસે પટાવવાની તજવીજ કીધી
કટ.

દીકરી, ડાકટર ખાસ વરદી કરી ગયાછ કે
કેરાવાનું જરાબી કારણ આપવું નહીં—હમણાં
જા. સહવારના—

"નહી—હું સુવાની નથી. મારા ફ્લીને બોલાવો."

કેપટન ફ્લી દાખલ થયો અને પોતાની વાહાલીનો મરણ કાંઠે આવેલો ચાદર જેવો ઉજળો ચેહરો જોઈ પોતાનુ માથું કુટી ને સોફા કોચ આગલ ફસડાઇ પડયો અને મોહોડા ઉપર રૂમાલ ધાકી ને ઝાર ઝાર રડયો.

વાયોલેટે પોતાનો હાથ તેના માથાં ઉપર પ્યારથી મુકયો અને બોલી. "ફ્લ, હું મરવા થકી બીહીતી નથી—મારૂં હવે આ ધર્થીમાં કામ નથી."

"ઓ મારૂંબી મોહોત આએ ઘડીએ આવે તો હું મરવા તૈયાર છું."

"નહીં, ફ્લી, તું જીવતો રેહ. તેં કીધેલી ભુલની તુને એજ સજા છે."

"અરે—અરે—હુ તુને જવા દેઉં"

"ડીઅર ફ્લી, એ બધું ખલાસ થયુ. મને કોઇ કોઇ વખત યાદ કરજે. હું જાણુ છ કે તારો મારા ઉપર ખરેખરો જીવ હતો—ઓ, આપરે કેવા સુખી હતાં."

"વાયોલેટ, તે મને યાદ ના દેવાડ. કોઈ મુજીની આપરા સુખ માટે અદેખાઈ લાગી."

"બસ બસ—ફ્લી—ફ્લા—જો કોઇ બીજાં ઉપર તારૂં હેત હોય નો બેલાસક—

"અરે હવે મને એમ ચોબા ના માર. મારેથી ખમાતું નથી. મેં તુંને મારી નાખી. (તેનો હાથ પકડીને) ઓ હું તુંને જવા નહીં દઉં."

"આસતે આસતે મારા જાન," આમ બોલી વાયોલેટે તેનું માથું પકડીને પોતાના પેટમાં ચાંપ્યું.

થોડી વાર સુધી વાયોલેટ હીલી નહી એવામા ડાક્ટર દાખલ થયા અને ફલીને હલવેથી બસાડીને બોલ્યા.

"બાહાર જાઓ. વાયોલેટ તો ગુજરી ગઇ છે."

## પ્રકરણ—૩૯ મું.

ગમખાર કીસ્સો તમામ ! બીજે દાહાડે દોડાદોડીમાં વાયોલેટને ભુમીદા કીધા પછી કાશમીરમાં સઘળું સુમસાન. શું મોહોકાન થઈ હતી અને વાયોલેટ એકાએક કેમ મરતનોલ બીમાર પડી તે સર થામસ, તેની બાયડી અને ફલી શીવાય બીજું કોઇ જાણતું ન હતું. ખુદ ડાકટર પોતેબી અણજાણ્યો હોવાથી સમજી ન શકયો કે એકાએક એ શું થઈ ગયું. બધાં અણજાણપણે ફલીની દયા ખાવા લાગ્યા—કેવું ખુશાલ જોડું !

ભુમીદાની ક્રીયા વેળા સર થામસ અને ફલી બેહુ પાસે પાસે ઉભા હતા. બંગલામાં આવ્યા પછી તેઓ વચ્ચે એક શબ્દબી બોલાયો ન હતો. લેડી એટકીન બી માથે પાટો બાંધીને પોતાના ઓરડામાં ભરાયાં હતાં. સર

થામસ હર પલે માથું કુટતો હતો કે આ બે જણને પરણાવવાનો ગુનાહ તેવણને માથે હતો.

ફલી તો નરો સુહુનો સાવજ જેવો થઈ ગયો હતો. સાંજના ફલી બગીચામાં ગમગીન ફરતો હતો એવામાં સામેથી અચબુચ સર થામસ આવી ચઢયા.

“ કેપટન ફલી, હવે તમે શું કરવા ધારોછ ?”

“ ખોદાને ખબર સાહેબ.”

“ તમારો ગુનાહ મોટો છે પણ તમારો મારી છોકરી ઉપર ઘણો જીવ હતો, તેથી તમને ઘણું લાગતું હશે તે હું જોઇ શકુંછ.”

“ સાહેબ, મને લાગણી બતાવવાનો જરાબી હક નથી.”

“ હું ધારૂંછ કે હવે તમને કાશમીરમા કસુ રેહવાનું કારણ નથી ?”

“ નહી જ તો સાહેબ.”

“ ને હવે તમારૂં ઉટીમાં આવવું નકામું છે.”

‘ હા, સાહેબ તમારૂં કેહેવું વાજબી છે.”

જનરલ એટકીન ઘણા ભલા હતા. તેવણ વમાસવા લાગ્યા કે આ નાદાન પોરીઆએ ભયકાર ભુલ તો કરી પણ તેનો ખરેખરો જીવ વાયોલટ ઉપર હતો ને વાયોલેટ !! મરતી વેળાએબી તેણીએ ફલીને માટે કેવો પોતાનો જીવ બાળયો હતો. આ જુવાનીઆમાં એટલું બધું.

શું હશે કે બન્ને ઓરતો તેના ઉપર જીવ પ્રાણુ આપતી હતી.

ફુલીનો ઉતરી ગયલો ગમગીન ચેહરો જોઇને સર થામસ ને જરા દયા આવી.

"ફુલી, અમે આવતી કાલે અહીંથી જઇએછ. હવે તું તારા ભવીષ્યનો વીચાર કરે તો સારૂ."

"સાહેબ, મારી ઉપર દયા કરો—હું ભુંડો તમારી માફી માગવાનેબી લાયક નથી—મને લાત મારીને હાંકી કાહાડો તેનેબી હું ઈનસાફ ગણીશ."

અહીં તેઓની વાતચીત ખલાસ થઈ. વાયોલેટની યાદગારીને ખાતર ગઈ ગુજરી લોકને જાહેર કરવાને બેહું જણ નાખુશ હતા.

આખરે વાયોલેટ મરી ગઈ. પાછી હવે મળવાની નથી. ફુલી માથું કુટવા લાગ્યો કે મેં એને મારી નાખી. અરે એક કલાકની વાત પર તો તેઓ સાથે હતાં. હવે પાછું કાંહા મળાશે.

"હું મુઓ—મારૂં જીવતર બળ્યું—અરે બીજા આઠ દાહાડાબી એ મારી સાથે હતે તો હું એને મારૂં જીગરમા ચાંપીને પકડતે. ફુલી, કમનસીબ ગુનેહગાર ફુલી, બળ્યું તારૂં જીવતર."

---

## પ્રકરણ—૪૦ મું.

હા બેઠી ! હા પ્યારી, કીસ નીંદમે તું સુતી.
અય પ્યારી, મારી વાહાલી આંખો તો ખોલ.
અય નાંજો કે નુર આંખો કે ઉજીયાલે,
જાગો તો અય બેટા, ઉઠો તો અય બેટા,
કુછ બોલે અય બેટા, મુંહસે કુચ બોલ.



ફુલીને ખબર કીધા વગર અથવા છેલ્લી સલામ અકરામ કરવા વગર સર થામસ અને લેડી અચબુચ કાશમીર છોડી ગયાં.

આખા બંગલામાં ફુલી એકલો ઝુરતો બેઠો હતો. ખાલી ઓરડા જાણે તેને કરડવા આવતા હતા. વાયોલેટનો ખાસ ઓરડો જાણે તેને કરડવા આવતો હતો. તે અડધી બીમાર હાલતમા બેઠો હતો એટલામા ધીમો સાદ આવ્યો.

"ફુલી."

ડોકું ઉંચકી જોયછ તો ગુલા સામી ઉભેલી. તે આમ આવીને ઉભી રેહેશે એમ ફુલીના સવપનામાં બી ન હતું. ફુલી એટલો તો ખફા હતો કે તેનો વીચાર ગુલાંને ઓરડાની બાહાર હાંકી કાહાડે. આ સ્ત્રીએ તેની ખાનેખરાબી કીધી હતી અને તે હમણા એના ઝખ્મ પર ડાકીમ દેવા આવી હતી.

" કેમ, તું અહીં શું કામ આવી ?"

બચારી, કમઅકલ ગુલાં, આટલું જલદી આવવામાં તેણીએ ભુલ કરી હતી પણ તે હટી નહીં.

ગુલાં રડી પડીને બોલી " ફલી, તારા દુખમા ભાગ લેવાનો મારો હક છે. મને ખબર પડી તેવીજ રાતને દાહાડો મારતી ટાંગાએ હું મરીહીલથી નીકળી આવી."

" પણ શું કામ નીકળી આવી ? તુંને આવવા કોણે કહયું હતું."

" ફલી, તું મને એમ પુછેછ ? તું આવો ઘાટકી છે ? હું તારે સારૂં આવો મારો જીવ બાળુંછ."

" ચુપ રેહ. નેં એને મારી નાખી."

ગુલાં શેહારી હતી તે તુરત પામી ગઇ કે તેમના લગણની ખબર આપનાર ગુલા છે એમ સર થામસે ફલીને આપેલી હોવીજ જોઇએ.

" ઓ ફલી, મારી ઉપર દયા કર. હું ઘેલી દેવાની બની ગઈ હતી. મને આ પ્રમાણે હુરકાટી ના નાખ."

" બસ, બસ, બસ. હું તને લખવાનોજ હતો તેટલાં તું પોતેજ આવી લાગી. હું તો થોડા દાહાડામાં વેલાત ચાલી જવાનો છું. ફકત તારે સારૂં પૈસાનો બંદોબસત કરવાનીજ ખોટી છે."

“બળી ગયા પૈસા. શું તું મને મુકીને ચાલી જવાનો છે? મને સાથે લઈ જા—દુનીઆંના છેડા સુધી હું તારી સાથે આવવા તૈયાર છું.”

“નહીં—તેમ નહીં બને. હું પૈસાની ગોઠવણ કરશ.

“ઓ ઘુમરાહ મરદ, એ તું શું બોલી રહયોછ? મેં શું ગુનાહ કીધો? શું તું મનેબી મારી નાખવા બેઠોછ?”

“હું તુંને હેરાન કરવા માંગતો નથી.”

આ વાર ગુલાએ તેને ગરદનમાંથી પકડયો. ફલીએ છુટવાની ઘણી બી આનાકાની કીધી પણ ગુલાં તેને જળોની પેઠે વલગી રહી.

“ફલી, મારા જાન, મારા ખોદા, મને છોડી ના દે. હું તારી ગોલામડી થઇને રેહવશ. જોઇએ તો તું મારી સાથે એક બોલ વાત ના કરનો.”

“નાહીં—બસ નહીં, મારા દીલમા હેત જેવી ચીજ સદાની નરણ પામી છે.”

“હું હેત માગતી નથી. હું તારી નોકર થઇ રેહવા માંગુંછ. મારામાં હજી હીંમત છે. ને મારા જેવી નીમકહલાલ ઓરત બીજી તુને મળનાર નથી. હું તારે પગે લાગુંછ કે મને મુકી ના દે.”

“ગુલાં, હું તદન સુધબુધ વગરનો થઇ ગયોછ. તુંને જોઇને મને મારી વા—બીજું કાંઇ યાદ આવેછ.”

"તારે હું કસાંમાજ નહીં? મને તું કેમ ઉંચકી લાવ્યો તે બધું ભુલી ગયો? અરે અભાગ્યા, તું મને કેવી ચાહાતો હતો તે સઘળું પાણીમાં ગયું? હું કાંહાં તારી પાસે દોલત માગું છું! બસ મને તારી નોકરીમાં રેહવા દે."

"મને નોકરી બોકરી કે ગુલામગીરી જોઇતી નથી. મને ભુલી જા અને નવી જીંદગીએ તું જીવીને:—

"નવી જીંદગી? તુને ભુલી જાઉં? ફુલી, તું જો મને એમ ધર્થીમાં એકલી અતુલી મુકીને જશે તો હું મારો જીવ આપશ. હું બીજા કોઈની અરાસે જવાની નથી. હું મારા બેહસતી બાપના સોગંદ લઈને કેહું છ કે તું જો આ પ્રમાણે નીમકહરામી કરશે તો તું ફરીથી મને જીવતી જોવા પામશે નહીં."

"આસતે—આસતે ગઇ કાલેજ આએ ઓરડામાં એક મરણ થયું હતું તે યાદ કર."

"અરે ભલા માણસ મરવું સેહેલું છે. જરા વીચાર કર કે તેં એકનો તો જીવ લીધો. પણ હવે તું બીજાનોબી જીવ લેવાના પાપમાં ફસવા માંગેછ—જા જોઈએ તો ચાલી જા—અને તારા પાપની તોજેશ તે પરવરદેગારની હજુરમાં કેમ કરશે તે વીચારી રાખ."

આટલા શબ્દો બોલી ગુલાં બાહાર પડી.

## પ્રકરણ—૪૧ મું.

### પસતાવો

હમ નાદાન, પાપી જાન, ગાફેલ ઇનશાન
અય ભગવાન તેરી મહીમા આલમમે છાઇ,
ક્ષમા તું કરદે આજ ભુલ હમારે,
ઓ દાતારે, જગસે ન્યારે, હમ દુખીઆરે,
કૃપા આધીન પર રખો પ્રભુ સાહાઇ.

---

આ શબ્દો સાંભળી ફલીના જીગરમાં નવી જાતનો જુસ્સો ઉભરી નીકળયો—તે જમીણ તરફ નજર રાખી ઉંડા વમાસણમા ઉત્રો. તેને સ્ટીમરની દોસ્તી, મુંબાઈમાં ખાણીપીણી, ઉટી અને કુનુરમાં ખુશી ભરી જીંદગી પાછી યાદ આવી. ને મન સાથ બોલયો કે "આએ પગલું હું ભરવા માંગુછ તેમાં સરફ બેવફાઈ નથી? મારા આ પગલાંથી ખોદા રાજી થશે? અલબત નહીં, પણ ગુલાં આ પ્રમાણે દોડી આવી તેથી મારો જીવ અકળાઇ આવ્યો હતો. અરે ગુલાં ને હું કાહે ઓળખતો નથી? એ જો જીવપર કરે તો તેં એનુ ખુન કરેલું કેહવાય. ગુલાનુ બોલવું વાજબી છે. હું એને તરછોડી નાખું તો એ જરૂર પોતાનો બોલ પાલશે. ગુલાનો વાક નથી. એણે મને અગાઉ સલાહ આપી

ખરી પણ તે મારાં ભલાંને ખાતર. ઓ વાયોલેટ, વાયોલેટ તું કેવી મોટાં મનની હતી. જો તું ખરી વાત જાણતે તો મને ઈનસાફના રસ્તા ઉપર લઈ જતે.

*　　　*　　　*

ફલીનું માથું બસ ફરી ગયું હતું. બારીએથી ડોકાવીને જોયછ તો ગુલાં એક ઝાડ તળે ફસડાઈ પડીને ઝારઝાર રડતી હતી. ફલી બાહાર દોડયો. કોઇના પગલાં સાભળીને ગુલા ડોકું ઉંચું કરીને જોયછ તો ફલી!!

"ફલી, તું શું કરવા આઝોરદે થાયછ. હું અબ ઘડી ચાલી."

"ગુલાં—હું તુંને કેહેવા આવ્યોછ કે હું તારી માફી યાચવા આવ્યોછ. તારી આગલી ભલાઈ મારા દીલમાં સાછી તાજી થઈછ. જો તું મારા જેવા પાપીને હજીબી કબુલ રાખે તો હું તારો ગુલામ થઈ રેહુવ તૈયાર છુ."

"ફલી, તું એમજ સમજ કે સ્ટીમર ઉપરનો મારો જુવાન આશક અને આજનો કેપટન માદન એ જુદાજ ધણી છે. જેટલો તારો વાક હતો તેટલો મારોબી હતો."

"બસ હવે આ બાબદ બીજો એકબી શબ્દ આપરે કાહાડવો નહીં. તું મારી ને હું તારો. આપરે અહીંથી

ગુપચુપ ઈંગલાંડ નીકળી જઈશું ને તાંહાં રેજીસ્ટ્રાર આગળ ફરીથી શાદીના ગાંઠથી જોડાશું."

"ઈનશાલ્લા! આ મારો ખરો ફલો ઘણી મુદ્દતે મને પાછો મળ્યો."



## મી૦ જહાંગીર મરઝબાનની કલમથી
## રચાએલાં પુસ્તકો.

*કૌતક સંગ્રહ (ચોથી આવૃતી.)
ટોચમ સંગ્રહ.
રમુજી ફકરા સંગ્રહ.
તલિસમ (બે વાલમ.)
ભલા કે ભુંડો.
મુંબઈથી કાશ્મીર.
*મોદીખાનાથી મારસેલસ.
વેલાતી વેજાં.
આ મારી બેહન (બે વાલમ.)
ગોરૂં વેલાયત.
પંચકથા.
શેઆની શીરીન.
જીલુ ગોરાણી.
ધણી કે ઢોર.
નીમક હરામ.
કીચાવીત્રી.
ભુલભુલામણી.
તારાબાઈ.
ઘેરના ઘેલા ને બાહરના ડાહ્યા.
ફર ને જો.
ખુશ દરપણ.
અક્કલના સમુદર.
આદાની સુદ.
મુશકેલ આસાન.
*પારકી આસ સદા નીરાસ.
*ચોરીયા માર.
*સુનામાય વદકની તથા ચાંદન અલ્લકની.
*કમબખત-કોણ.

જામે જમશેદ હાફીસ.

* આ નીશાન વાળી કેતાબોની થોડી નકલો બાકી છે. બાકી બીજી તમામ ખપી ગઈ છે, માટે હાલ તુરત કોઈએ મંગાવવાની તસ્દી લેવી નહીં.